શ્રી

# ત્રીકમચરિત્ર


રચનાર તથા પ્રસિદ્ધ કરનાર

ઠક્કર પોપટલાલ ધારસી

નિવાસ : ચિત્રોડ-કચ્છ (વાગડ)


કિં. રૂ. ૧-૪-૦ ] [ કચ્છી કોરી ત્રણ


પુસ્તક મળવાનું ઠેકાણું :

ઠક્કર ધારસી કચરા

મુ. ચીત્રોડ, પો. લાકડીઆ

કચ્છ (વાગડ)

શ્રી મહા ગણાધિપતિ નમઃ

શ્રી શારદાજી એ નમઃ

# ત્રીકમ ચરિત્ર

ચોપાઈ

ગુરૂ વિના જ્ઞાન કે ભક્તિ ન હોય
જ્ઞાન ભક્તિ વિના મુક્તિ ન જોય
ત્રકમ ચરિત્ર કર ફલ સોહી
ગુરૂ ચરણમાં ભક્તિ હોઈ

દોહરો

વેદ ઉદધી બિન ગુરૂ લખે, લાગે લુન સમાન
બાદર ગુરૂ મુખ દ્વાર વહે, અમૃત સે અધી કાન

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર

ઠકર પોપટલાલ ધારસી

નિવાસ ચિત્રોડ-કચ્છ (વાગડ)

કિંમત: રૂા. ૧-૪-૦ (કચ્છી કોરી ત્રણ)

પુસ્તક મળવાનું ઠેકાણું:—

ઠકર ધારસી કચરા

મુ. ચીત્રોડ વાગડ-કચ્છ (પો. આડેસર)

# ૐ અર્પણ પત્રિકા

પાપીઓને પાવન કરનાર શાન્ત મુરતી દયાસીંધુ! તારી કૃપાથી
અનેક પતીત પણ પાવન થયા. એવા હે કૃપાલુ પરમા-
ત્મા! હું તારો અજ્ઞ બાલક છું. તારી કૃપા વડે મારી
અલ્પ બુદ્ધિથી તારા ભક્ત (માહાત્મા)ના ગુણનું
વર્ણન કરૂં છું. જગનીયંતા! તારા શરણ રહી એજ
માગું છું કે સદબુદ્ધિ આપશો. હમેશાં
આપના ચરણકમળમાં પ્રિતિ રાખી
ભક્તોના ગુણનું વર્ણન કરવા ચાહના
ધરાવું એવી બુદ્ધિ આપશો. અત્યંત
પ્રેમપુર્વક વિનતી સાથે આપને
વારંવાર નમસ્કાર કરી ચર-
ણકમળમાં આ પુસ્તક
અર્પણ કરૂં છું.
ભુલની ક્ષમા
ચાહું છું:

લી. આપના ચરણકમલનો સેવક,
પોપટલાલ ધારસીના
સાક્ષાત દંડવત પ્રણામ.

યં બ્રહ્મા વરુણેન્દ્ર રુદ્ર મરુત :
સ્તુન્વન્તિ દિવ્યૈરસ્તવૈ,
વૈદૈસ્સાંગ પદક્રમોપનિષદૈ
ર્ગાયન્તિ યં સામગા :
ધ્યાનાવસ્થિત તદ્ગતેનમનસા
પશ્યન્તિ યં યોગિનો,
યસ્યાંતં ન વિદુઃ સુરાસુરગણા :
દેવાય તસ્મૈ નમ :

# પ્રસ્તાવના

## ૐ તત્ સત્ ગુરૂભ્યો નમઃ

આ પુસ્તક બનાવવાનો હેતુ એજ કે માહાત્માના ગુણનું, વર્ણન શુદ્ધ ભક્તિનો મહીમા. એટલે કે ગુરૂ ભક્તિના પ્રભાવથી પરમપદને મેળવી શકાય ને નિજ સ્વરૂપ પણ જાણી શકાય આ વાત સત્ય એવું આ પુસ્તક પરથી વાંચનારને સ્પષ્ટ જાણવામાં આવશે.

ત્રીકમ સાહેબ ગરવા જ્ઞાતિમાં જનમ્યા હતા. છતા પણ ગુરૂ ચરણની સેવા વડે પરમ કૃપાળુ પરમાત્માની પુરી કૃપા મેળવી અંતે લોહાણાં જ્ઞાતિના કુળગુરૂ દરીયાપીરના સ્થાનને વિશે મહંત ગુરૂ શ્રી ભાણસાહેબના શિષ્ય ખીમ સાહેબના ચરણમાં વાસ કર્યો. એટલે કે પોતાનો આત્મા ગામ ચિત્રોડ મધ્યે સમાવી ગામ રાહપુર ગુરૂ ચરણમાં વાસ કર્યો. એટલું જ નહી પણ ગુરૂ પ્રતાપથી અને આશિરવાદથી ગુરૂ શમાદ સાથે છે. છતાં પણ શ્રીફળ–છત્ર–યાત્રા વિગેર ત્રીકમ સાહેબને ચઢે છે. આ પણ ગુરૂ ભક્તિનો પ્રતાપ, જેમ પતિ વૃતા સ્રીને પતિ પાંગળો, મુંગો યા મુર્ખ ગમે તેવો હોય પણ પ્રભુ તુલ્ય ગણી તેની સેવા કરે તો તે સ્વર્ગની ભોક્તા થાય છે. તેમ શિષ્યને ગુરૂ ગમે તેવો હોય પણ પોતાની ફરજ (ધર્મ) સમજી ગુરૂ સેવા કરે તો તે શિષ્ય પણ સ્વગનો ભોકતા થાય છે. તેમાં સંશય નથી. ગુરૂથીજ પ્રભુ ભક્તિ મળે છે ને ભક્તિથી જ પરમપદની પ્રાપ્તિ કરી શકાય છે. ગુરૂની અવજ્ઞાનું ફળ કેવું આવે છે તે સંબંધનો વિષય આ પુસ્તકમાં નાખવામાં આવ્યો છે. જુવો દ્રષ્ટાંત કાગભુસંડજીને માહાદેવજીનો શ્રાપ, તુલસીદાસજીનાં વચન, વળી શુકદેવજીને બ્રહ્મજ્ઞાન મલ્યું. પાંન્ડુતન પરીક્ષત તથા

જનમેજયને બોધ આપીને મુક્તિ કરી તે સઘળો પ્રતાપ ગુરૂ મહિમાનોજ છે.

શ્રી રામચંદ્રજી નિરંજન નિરાકાર છતા પણ ગુરૂ વશિષ્ઠ જી પાસેથી જ્ઞાન ગૃહણ કરી તેમની આજ્ઞા પાલતા હતા. જે વિષયનું પુસ્તક યોગ્ય વાશિષ્ટના નામથી પ્રસિદ્ધ છે. યોગેશ્વર એવા શ્રી કૃષ્ણ પરમાત્મા નિરાકાર સાકાર જેને કોઈ જાતનું કર્તવ્ય છેજ નહી. તેમણે પણ સાંદીપ ઋષિને ત્યાં નિવાસ કરી ગુરૂજ્ઞાન મેળવી સેવા બજાવી હતી. માટે પ્રભુ ભકિતીમાં યા તો પરમપદ મેળવવામાં ગુરૂરૂપી સાધન સર્વથી શ્રેસ્ઠ છે. માટે જેઓ સંસારમાં પોતાના આત્માને અધોગતીએ ન પોંચાડવા ઇચ્છા હોય તો તેણે ગુરૂ પર શ્રદ્ધા રાખી પ્રભુ ભક્તિ કરવી.

(વસંતતિલકા)

ગુરૂ સાચા દેવા, ગુરૂ ગંગા ગોમતી;
દુઃખો સરવે કાપે સદાં આપે સુમતી.
ત્રીવિધી ને ટાળે, જાજરૂપે છે સદા;
સત્ય ગુરૂને સમરો, કહે પોપટ સર્વદા.

ત્રીવિધીના તાપને ટાળનાર, સત્ય ગુરૂના શરણમાં જાઉં છું.



# અનુક્રમણિકા





ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુ ગુરુર્દેવો મહેશ્વરઃ
ગુરુઃ સાક્ષાત પરબ્રહ્મ તસ્મૈ શ્રીગુરવે નમઃ

# ત્રીકમચરિત્ર

## ભાગ પહેલો

—:૦:—

### મંગલાચરણ

રાગ કલ્યાણ (અમાપ શકિત ધારનાર)

પ્રણતપાલ સીયારામ, વરણું શું તારાં કામ ?
વાસ તારો ઠામોઠામ, વરણવું શું તારા કામ ! ૧

ભૂદેવોને દીધાં માન, ભક્તોનાં તેં કીધાં કામ;
મનુષ્યધારણ સુંદરસ્યામ, વરણવું શું તારાં કામ ? ૨

વિભીક્ષણને પ્રભુ લંક દીધી, શબરીને સનાથ કીધી;
અસુરને પોંચાડયા ધામ, વરણવું શું તારા કામ ! ૩

ધ્રુ, પ્રહલાદ, મીરાંબાઇ, પ્રભુથી જેની સાચી સગાઇ,
રાખ્યાં તેહનાં અમર નામ, વરણવું શું તારાં કામ ! ૪

અનાથ છું હું શરણ આવ્યો, દીન જાણી મને બચાવો;
રહો હૃદયમાં આઠે જામ, વરણવું શું તારા કામ ! ૫

ગુન્હા ઘણા કીધા છે નાથ, આવ્યો શરણ જોડી હાથ;
પોપટની પ્રભુ પુરશે હામ, વરણવું શું તારાં કામ ! ૬

# ગુણપતિ સ્તુતિ

## રાગ પીલુ (બ્રહ્માસુત હું નારદ કહાવું.)

ગૌરીપુત્ર ગુણપતિરાય, કરતાં સ્તુતિ દીલ પુરૂં હરખાય- ગૌરી૦
કોડ તેત્રીશમાં આગેવાન, નમન કરી. સૌ આપે માન–ગૌરીપુત્ર.
રિધિ સિદ્ધિના છો તમે દાતા, દરશનથી દુઃખ દારિદ્ર જાતાં–ગૌરીપુત્ર.
ધૂપદીપ ને ચડે ઘૃત સિંદોર, અબીલ ગુલાલ ને પુષ્પની ડોર–ગૌરીપુત્ર.
બ્રહ્મા વિશ્નુ મહેશ્વર દેવા, નિત્ય કરૂં સ્વામી આપની સેવા–ગૌરીપુત્ર.

## મરાઠી સાખી

ગૌરીપુત્ર ગણપતિ સમરૂં, સમરૂં સરસ્વતી માય;
વિધિ વિશ્નુ શિવને સમરૂં, નમન કરીને કાય;
મુજ વિઘ્નો હરો, ત્રિકમચરિત્ર પૂરૂં કરો–મુજ વિઘ્ન હરો.

## ગીતિ

પ્રભુને પ્રિતે નમો સૌ વિનયથી તમે કરોને કરજોડ
પોપટ કહે છે બોલો રામ કૃષ્ણુ ને જયજય શ્રી રણછોડ.

## રાગ સોરઠ (પ્રિયા, દીયો રજા.)

પ્રેમે ત્રિકમના ગુણ ગાઉં, સરવે સાંભળો રે—પ્રેમે. ટેક
ગુણ તણો તો પાર ન આવે, કવિઓ કેતાં થાકી જાવે,
અલ્પ બુદ્ધિથી સહેજે, વર્ણન હું કરૂં રે—પ્રેમે૦
સર્વ દેવને નમન કરૂં છું, પ્રભુ ચરણમાં શિશ ધરૂં છું,
સરસ્વતી માતુ સહાય સદા મારી કરો રે—પ્રેમે૦

## રાગ ધનાશ્રી (સતસંગનો રસ ચાખ.)

ગુરૂ છે તારણહાર, બંધુ મારા ! ગુરૂ છે તારણહાર—ટેક
ગુરૂ ગુરૂ તમે રૂદીએ રટશો, ઉતરશો ભવ પાર–બંધુ મારા.
ગુરૂ ચરણમાં શિશ નમાવતાં, નહિ કદી જમ તણો માર–બંધુ મારા.
ગુરૂ કૃપાથી ગોવિંદ મળશે, મળશે શાસ્ત્રનો સાર–બંધુ મારા.
પાય પડીને પોપટ કહે છે, નમો સૌ વારમવાર–બંધુ મારા,

# અથ શ્રી ત્રાકમગુણનું વર્ણન

આકાશમાંનાં વાદળાંથી હાસ્ય વિનોદ કરી રહેલો, જેને ચારે તરફ સુવાસ ફેલાઇ રહી છે, પરમ દયાળુ યોગેશ્વર ગુરૂ દત્તાત્રયના આશ્રમ તળે રહેલો, મેરૂ સમાન મહા પવિત્ર, અસંખ્ય યાત્રાળુઓ જેને નમસ્કાર કરી રહ્યાં છે. એવા અનેક પવિત્ર ઉપમાને લાયક અતિ સુંદિર ગિરનાર પર્વત્રની તળેટી પર ચૈત્ર સુદી ૧૫ને દિવસે હજારો મહાત્માઓનો મેળો ભરાયો છે. તે દેવસભા સમાન દીપે છે. તેમાં કોઇ ઋષિ મહાત્માઓ 'શિવોહ' તો કોઇ 'તત્ત્વમસિ' ને વળી કોઇ 'અહં બ્રહ્માસ્મિ' એવા પવિત્ર શબ્દોના ઉચ્ચાર કરી રહ્યા છે. તે ઋષિમંડલ સામે ઉત્તર દિશા તરફ ગાઢ ઝાડી પ્રસરી રહેલી છે. તેમાંથી એક મહાન યોગી તપસ્વી ત્યાં બેઠેલા ઋષિઓ પાસે ચાલ્યા આવે છે. જેને જોતાં તે ત્રિકાળદર્શી હોય એમ સ્પષ્ટ જણાતું હતું. જેનો વર્ણ ગૌર, અંગ પર વિભૂતી, યજ્ઞોપવિત, કોપીન તથા ત્રીપુંડ ધારણ કરેલાં હતાં; ને માથાનો અંબોડો છત્રપતિ રાજાના મુકૂટ સમાન શોભી રહ્યો હતો. હાથમાં રૂદ્રાક્ષ મુદ્રા ધારણ કરી, 'ૐ નમો શિવાય' એવા પંચાક્ષર મંત્રનો ઉચ્ચાર કરતા કરતા તે ઋષિમંડળ પાસે આવી પહોંચ્યા. ત્યાં બેઠેલા સર્વ ઋષિઓએ ઉભા થઇ આ ઋષિવરને પ્રેમથી નમસ્કાર કરી યોગ્ય આસન આપ્યું. 'ૐ'નો ઉચ્ચાર કરી બિરાજમાન થઇ, સર્વેને બેસવા આજ્ઞા આપી; ત્યારે સર્વ શાંતિથી ઋષિવર પાસે બેઠા. એ મહર્ષિઓની સભામાંથી એક ઋષિ ઉઠીને પધારેલા મહાત્મા પાસે જઇ, વિનયથી પ્રણામ કરી કહેવા લાગ્યા કે 'હે મુનિવર! આપ અમારા ગુરૂ છો. અહોભાગ્ય કે આપ જેવા મુનિવરનાં દર્શન થયાં. અત્રે પધાર્યા છો તો અમને સદુપદેશ કરશો એવી અમારી પ્રાર્થના છે.'

મુનિવરઃ 'હે વત્સ તથા ઋષિમંડલ! તમારાં વચનો સાંભળી અત્યંત આનંદ થયો છે. સાંભળો, તમને બોધના બે બોલ કહું છું તે એક ચિત્તે શ્રવણ કરો. આ દેહ ક્ષણભંગુર છે. આત્મા અમર છે. દેહની વાસનાને લઇ સુખ યા તો દુઃખ માન્યું છે. આત્માને નથી સુખ કે નથી દુઃખ. તે કોઇનો માર્યો મરતો નથી તેમ તેને કોઇ દુઃખ આપી

શકે તેમ પણ નથી. તે માટે શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને બોધ કરતી વખતે કહ્યું છે કે-આત્માને શસ્ત્ર છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પવન શોષી શકતો નથી. માટે હે ભાઈઓ! એવા આત્માનું શોધન કરવામાં ગુરૂશરણ શ્રેષ્ટ છે. આપણે અજ્ઞાનથી પંચભૂતના દેહને આ મારો છે એમ માની બેઠા છીએ. તે અજ્ઞાન ટાળવાને તત્વવેત્તા ગુરૂ પાસે જઈ વિનયથી પ્રણામ કરી પૂછવું કે હું કોણ? ક્યાંથી આવ્યો અને ક્યાં જવાનો? અને મારી ફરજ શી? આવાં દીનતાનાં વચનો ગુરૂ સાંભળશે ત્યારે કૃપા કરી નિજ સ્વરૂપને ઓળખાવશે. ત્યારે અહંભાવ ટળી સત્યાભાસ થશે. માટે ગુરૂશરણમાં જવા સિવાય શાંતિનો વખત મળવો કઠિન છે. હું ઘણા દેશદેશાન્તર ફર્યો છું ને ગુરૂકૃપાથી મેં શાસ્ત્રોનો પણ અનુભવ મેળવ્યો છે. સર્વ ઠેકાણે ગુરૂ, ગુરૂ ને ગુરૂજ શબ્દો સાંભળવામાં આવ્યા છે તે માટે એક ગુરૂસ્મરણનું ગીત કહું છું તે સાંભળો :

રાગઃ મીઠડાં મહી વેચું-મહી વેચું—એ ચાલ

કાંઈ ભવ તરવાને ભાઈયો રે ગુરૂનું શરણ લ્યો—શરણ લ્યો
કાંઈ મનથી મમતા ત્યાગો રે, ગુરૂનું શરણ લ્યો—શરણ લ્યો

પ્રેમે જાઓ ગુરૂની પાસે, દુઃખ દારિદ્ર સરવે નાસે,
સચ્ચિદાનંદ રૂપ ભાસે રે, ગુરૂનું શરણ લ્યો—શરણ લ્યો

જેણે ગુરૂને ભજીયા ભાવે, તેને યમનું તેડું નાવે,
સ્હેજે અમરાપુરમાં જાવે રે ગુરૂનું શરણ લ્યો—શરણ લ્યો

ગુરૂ ગોવિંદથી ભેટા કરાવશે, તેની કૃપાથી સ્હેજે તરાવશે,
કામ, ક્રોધ, લોભ નિશ્ચે મરશે રે, ગુરૂનું શરણ લ્યો—શરણ લ્યો

માટે હે ભાઈઓ સંસારસમુદ્ર તરવામાં ગુરૂશરણ હંમેશાં ગ્રહણ કરો

શિષ્ય—હે મહારાજ! આપનાં અમૃત તુલ્ય વચન સાંભળી ઘણો જ આનંદ થયો છે. ફરી પણ તે પ્રમાણે કૃપા કરી કોઈ મહાત્મા જેણે ગુરૂકૃપા મેળવી ભક્તિ કરી નિજસ્વરૂપને ઓળખ્યું હોય તેવા સંતનું વર્ણન સંભળાવી આપના શિષ્યોને કૃતાર્થ કરશો એવી આશા છે.

ઋષી—હે શિષ્ય ! તમારાં વચનોથી મને ઘણો જ હર્ષ થયો છે. મારા મનમાં પણ ઘણા વખતથી એવા મહાત્માના ગુણનું વર્ણન કરવા ઉત્કંઠા થઇ રહી હતી. આજે ઠીક પ્રશ્ન કર્યો. સાંભળો :

કચ્છ-વાગડમાં ચિત્રોડ નામનું એક સુંદર અને સુશોભિત ગામ છે. તેની અંદર ત્રીકમ સાહેબ નામના મહાત્મા પુરૂષ થઇ ગયા છે. તેમનો જન્મ ચિત્રોડથી દશ ગાઉ ઉપર રામવાવ નામના ગામ મધ્યે ગરોવા જ્ઞાતિમાં થયો હતો રામવાવથી બે ગાઉ ઉપર કાગનોરા નામનો દૈવી પર્વત છે. તે પર્વતને વિષે રામગરજી નામના મહાત્માના ચરણ પૂજ્યા. ત્યાંથી રાપર નામના શહેરને વિષે સત્યગુરૂ ખીમ સાહેબ પાસે લોહાણાના હરિયાસ્થાન વિષે બોધ ગ્રહણ કરી શિષ્ય થયા. ત્યાંથી (એટલે રાહપરથી) પાંચ ગાઉ પર ચિત્રોડ આવ્યા. ત્યાં આશ્રમ બાંધી નિવાસ કર્યો ને પોતાનો આત્મા સફળ કર્યો. ઘણો સમય વ્યતીત થયા બાદ આત્માને શમાવી છેવટે રાહપુર મધ્યે ગુરૂચરણમાં સમાધિસ્થ થયા. તેનું વર્ણન એક ચિત્તે શ્રવણ કરો :

(રાગ-ત્રિતાળી ચોપાઇ)

કચ્છ-વાગડમાં ચિત્રોડ ગામ, ત્યાં છે ત્રીકમ સાહેબનું ધામ;
કીધી પ્રભુ તણી પુરી ભક્તિ, સાધી જોગ સમાધિની યુક્તિ.

બ્રહ્મકુળમાં જનમીઆ આપ, તેહ દરશનથી જાય પાપ;
દયા દૃષ્ટિ કરી ઘણા તાર્યાં, માયા-જાળથી કંઇક બચાવ્યા.

આપ્યા પરચા મેળવ્યા શ્યામ, રહ્યું અવનીમાં અમર નામ;
પ્રભુ સ્થાપી ભજ્યા જુગદિશ, કરી કરણી મેળવી આશીશ.

તેમના ગુણ પ્રેમથી ગાઓ, કહી-સાંભળી કૃતાર્થ થાઓ;
પોપટ કહે રાખો પૂરી હામ, ત્યારે પોંચો સાહેબને ધામ.

ત્રીકમ સાહેબનો જન્મ થવાને લગભગ બસો વર્ષ થયાં છે. તેમના પિતાને ખેતીનો ધંધો તેમજ હાથવણાટનો ધંધો પણ હતો. ત્રીકમ સાહેબ પૂર્વના સંસ્કારી હોઇ નાની ઉમરમાં હૃદયને વિષે ભક્તિની છાયા પડી હતી. ઉમરલાયક થયા ત્યારે ગૃહસ્થાશ્રમ ચલાવવા માટે માતપિતાએ તેમનું લગ્ન કર્યું. અને પછી તેમને

એક પુત્રી થયાં. તેમનું નામ ભીનાંબાઈ હતું. સંસાર પર ખરેખર અરૂચી છે. આઠે પ્રહર પ્રભુભક્તિમાં વખત ગાળે છે. તેમનાં ખેતરો કાગનોરા પાસે હતાં. તે જગોએ પોતાનું રહેઠાણ રાખી ખેતરોની તેમજ વણાટની કામગીરી કરતા. તેમનું નામ ત્રીકમ હતું.

એક વખતે વણાટનું કામ ચોમાસાની ઋતુમાં કરતા હતા; તેવામાં સામેથી એક મહાન યોગીને 'અલખ અવિનાશી' એવા શબ્દોનો ઉચ્ચાર કરતા આવતા જોયા. તેમનાં દર્શન થવાની સાથે જ પૂર્વનું જ્ઞાન યાદ આવવાથી હૃદય ભરાઈ ગયું, પ્રેમાશ્રુ આવી ગયાં, રૂએ રૂએ સ્નેહ વ્યાપી ગયો ત્યાંથી ઉઠી યોગી પાસે જવા લાગ્યા, પણ નિહાળતાં ફરી તે યોગી જોવામાં આવ્યા નહિ. એ ક્યાં ગયા તે પણ જાણી શકાયું નહિ. ત્રીકમ સાહેબ ત્યાંથી ચાલી કાગનોરા પર્વતની આસપાસ શોધવાં લાગ્યા શોધતાં શોધતાં તે પર્વતની તળેટીમાં એક ગુફા (ભોંયરૂં) જોવામાં આવી. તે ગુફાની પાસે એક સુશોભિત કૂતરો જોવામાં આવ્યો. તેને જોઈ વિચાર થયો કે અહીં આવો કૂતરો ક્યાંથી હશે ? માટે પાસે જઈ તપાસ કરૂં. ત્યાં આવી ગુફાની અંદર જુએ છે તો સામે એક ધુણી અને તેની પાસે ચીપીઓ પડેલો જોવામાં આવ્યો; અને ત્યાં મહાત્મા ધ્યાનમાં બેઠાલા તે જોવામાં આવ્યા. તે મહાત્મા પોતે જ રામગરજી. તે યોગીને જોતાંની સાથે જ ત્રીકમ સાહેબને તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેમને દંડવત્ પ્રણામ કરી ચરણમાં મસ્તક નમાવી, બેસી રહ્યા પણ રામગુરૂ ધ્યાનમાં આરૂઢ થએલા એટલે કાંઈ બોલ્યા નહિ. ત્રીકમ સાહેબ પણ પ્રભુસ્તુતી કરવા લાગ્યા કે 'હે દયાળુ પ્રભુ ! હજી મને કોઈ સંત કે ગુરૂ મળ્યા નથી, ત્યાં સુધી હું મુંઝાઉં છું. માટે કૃપા કરો." આમ કહી પ્રભુભજન કરવા લાગ્યા.

## ભજન

### રાગ :- અવસર તેરો પલ પલ જાવે

સમય મારો સંત વિના જાવે, દુનિયા તણા ભોગ નહિ ભાવે.—ટેક
ચિત્ત મારૂં ચડીને પ્રભુમાં જાવે, શામળીયાજી કરજો મારી સ્હાય:
સરવે સગાં સ્વારથનાં કેવાય, જમડાં આવ્યે જુજવાં નાશી જાય. ૧

પ્રભુ ! તમે રાખજો નજરો પાસ, મને તારી ખરેખરી છે એક આશ;
નથી સુજતું શું કરવો ઉપાય, ગુરૂ મળે તો સૌ દુઃખડાં ટળી જાય ૨
પ્રેમે મળવા હરજીને છે ઘણી આશ, ન મળ્યા ગુરૂ મનમાંહે છે ત્રાસ;
કરી કૃપા આ દાસને બચાવ, સાહેકારી ભૂધરા તું થાવ. ૩
રંગ લાગ્યો રામના નામથી ખરે, નિરખ્યાં સંત નેણો મારાં ઠરે;
આવા સંત ઉતારશે ભવ પાર, શરણે જતાં થાશે મારો નિસ્તાર. ૪

ત્રીકમ સાહેબ ભજન કરી, બે હાથ જોડી, ગુરૂચરણમાં મસ્તક નમાવી બેઠા છે; ત્યાં થોડા વખતમાં રામગુરૂ સમાધિમાંથી જાગૃત થઇ 'ૐ ૐ' એવા શબ્દોનો ઉચ્ચાર કરતા સામે જુએ છે તો કોઇ શરણે આવેલ પ્રણામ કરી બેઠેલ જોવામાં આવ્યો.

ત્રીકમ સાહેબ રામગુરૂને જાગૃત થયેલા જાણી સામે ઉભા રહી બે હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યા :

ત્રીકમ- રાગ : આશાગોડી

આપથી ભેટો કરાવ્યો, પ્રભુએ મને આપથી ભેટો કરાવ્યો-ટેક.
ઘણો અકળાઇને ફરતો હતો હું, શાંતિનો સમય હવે આવ્યો-પ્રભુએ.
તમ દરશનથી આનંદ થયો છે, સંત સમાગમ ભાવ્યો-પ્રભુએ.
દયા કરીને શરણમાં રાખો, ત્રીવિધીએ ઘણો મને તાવ્યો-પ્રભુએ.
ભવસાગરથી હાથ ગ્રહાવો, પૂરો ભરોંસો આવ્યો-પ્રભુએ.

ઉપરનાં વચન સાંભળી રામગુરૂ અતિ પ્રસન્ન થયા. પણ ત્રીકમ સાહેબની પરીક્ષા કરવા માટે નીચે પ્રમાણે કહ્યું.

રામગુરૂ—હે બાળક, તારાં વચનો પરથી મને ઘણો આનંદ થયો છે. માટે હે બચ્ચા, સુખી રહેજો. આવાં મારાં આશીર્વચનો છે. પણ હવે આંહીથી જાઓ. કારણ કે આ જોગીના સ્થાન વિષે સંસારીને વધારે વખત રહેવા અધિકાર નથી. માટે તારા સ્થાન વિષે જા.

ત્રીકમ-દયાળુ ! આ દાસને દરશન આપી હવે ક્યાં તરછોડો છો ! હે મહારાજ ! જેમ જલ વિના મચ્છી તેમ આપના દરશન

વિના આ દાસને જાણુવો. આપનાં ચરણુ છોડી હું કયાંય જવાનો નથી. મારો યા તારો, પણુ બીજે જવાનો નથી.

રામગુરૂ—બચ્ચા ! તમે ગૃહસ્થી. બાલબચ્ચાં, કુટુંબકબીલો તમારી રાહ જોતાં હશે. વાસ્તે અહીંથી જાઓ અને મારી શુભાશીષથી સુખે સંસાર ભોગવો. ઘણો વખત આ સ્થળે રહેવાથી પ્રાણુની હાની જેવું છે. માટે મારૂં કહેવું માની અહીંથી સત્વર જાઓ તો સારૂં છે.

ત્રીકમ—મહારાજ ! આપના ચરણુમાં રહેતાં પ્રાણુની હાની થશે તો વિશેષ આનંદ. કારણુ આ ક્ષણુભંગુર દેહનો ખોટો ખપ કરવાની જરૂર નથી. મારા માતપિતા ને કુટુંબ તે આપનામાંજ છે. સર્વ સ્વાર્થનાં સગાં છે અને મોહબંધનમાં નાંખનાર છે. આપ જેવા દયાળુ ગુરૂને શરણે આવી, ફરી મોહપાશમાં બંધાવા હું ઇચ્છા રાખતો નથી. માટે હે મહારાજ ! આપને છોડી હવે કયાંય પણુ જવાનો નથી.

એ સાંભળીને રામગુરૂએ ક્રોધ કરી પાછા ખસેડયા. છતાં પણુ તેઓ શરણુમાં પડયા. ત્યારે રામગુરૂ કહેવા લાગ્યા :

રામગુરૂ— રાગ હીંચ ( જીવન બચાવી જા )

જીવન બચાવી જા, મુરખા ! જીવન બચાવી જા—ટેક.
માતપિતા તારી રાહ જોતાં હશે, કહું તે માની જા—મુરખા ૧.
અમે જોગી એકાંત વસનારા, સંસારમાં સુખી થા—મુરખા ૨.
પ્રાણુ તારાની થાશે નક્કી હાની, મનમાં સમજી જા—મુરખા ૩.
ભૂખ્યા તરસ્યા પડી રહેવું અહીં, શીદને દુઃખી તું થા—મુરખા ૪.

ત્રીકમ—

અમૃત ફળ હું ખાઉં, ગુરૂજી અમૃત ફળ હું ખાઉં—ટેક.
માતપિતા પ્રભુ આપ છો મારા, અમૃત મૂકી નહિ જાઉં—ગુરૂજી ૧.
એકાન્તમાં સદા આનંદ માનીશ, ભક્તિથી સુખી થાઉં—ગુરૂજી ૨.
પ્રાણુ મારાની પરવા નથી કંઇ, પ્રભુની પાછળ ધાઉં—ગુરૂજી ૩.
ભૂખ તરસ આપ કૃપાથી ટળશે, આપો આશીષ સુખી થાઉં—ગુરૂજી ૪.

ત્રીકમ સાહેબે એટલું કહેવાની સાથે રામગુરૂએ અદ્દ્ભુત ભયંકર સિંહનો દેખાવ કર્યો. છતાં પણ ત્રીકમ સાહેબ ત્રાસ ન પામતાં શરણમાં જઇ કહેવા લાગ્યા કે :

**ત્રીકમ—** (રાગ : ભેખ રે ઉતારો રાજા ભરથરી)

સંત જાણી શરણે આવીયો, કરો દયા મહારાજજી,
ધન્ય જીવન મેં જાણીયું, આવ્યો સમય સારો આજજી—સંત.
દાસ જાણી દરશન આપશો, આવું ઘટે નહિ અપારજી—સંત.
છું સેવક તમ ચરણનો. પ્રાણની નથી દરકારજી—સંત.
પ્રભુ પ્રેરણાથી અહીં આવીયો, મળ્યું છે રત્ન અમૂલ્યજી—સંત.
અમારા ગુન્હા સામું નહિ જોશો. માફી કરો મહારાજજી—સંત.
તમ દરશનથી આનંદ થયો, હવે છોડી કયાં જાઉં જી-સંત
મારો યા તારો તમે, આપ સંગાથે આવું જી—સંત.

રામગુરૂ—(મૂળ સ્વરૂપમાં) વાહ ત્રીકમ ! ધન્ય તારી મનોવૃત્તિને અને દ્રઢતાને તારાં વચનો સાંભળીં મને અતિ આનંદ થયો છે તારી ઇચ્છા એવી છે તો ભલે અહી થોડો વખત રહી પ્રભુભજન કર.

(મરાઠી સાખી)

સંત શરણમાં રહેજે હમેશાં, પ્રભુની કરજે ભક્તિ,
જ્ઞાન ધ્યાન કરી રહેજે આનંદે, સાધજે યોગની મુક્તિ;
રહેશે બ્રહ્મમાં મન, હરનિશ ઓળખીશ ચિદાનંદ—રહશે૦

(ગીતી)

**ત્રીકમ**-થયો આપ આભારી, કૃપા કરીને કીધો લીલાલ્હેર,
આજ્ઞા શીર ચડાવું, સદા રાખજો ગરીબ દાસ પર મ્હેર.

એ પ્રમાણે ત્રીકમ સાહેબ હમેશાં આનંદથી રહી, સંતસેવા ને પ્રભુભક્તિ કરવા લાગ્યા

એક વખત મહાત્મા રામગુરૂને જુનાગઢથી સંત મેળાવા માટે આમંત્રણ આવ્યું. ત્યારે તે ત્રીકમ સાહેબને કહેવા લાગ્યા:

(મરાઠી સાખી)

**રામગુરૂ—**

આવ્યું આમંત્રણ ગઢ જુનાનું, નિશ્ચે મારે જાવું,
ધૂણી જાગૃત રાખજે કહું છું, સંત મેળાવો કરી આવું.

રાખજે તું સંભાળ, નહિ તો તુજને ચડશે આળ—રાખજે૦

હે ત્રીકમ ! જુનાગઢમાં સંત મેળાવો કરી, તુરત તારી પાસે આવીશ. ત્યાં લગી ધૂણી જાગ્રત રાખવાની સંભાળ બરાબર રાખજે.

ત્રીકમ—મહારાજ ! ધૂણી માટે હરકત નહિ આપ વેલાસર પધારશો અને આ દાસની એક વિનતી લક્ષમાં લેશો :

## ( મરાઠી સાખી )

આપનો હુકમ શીર ચડાવું, નિરભય કીધો દાસ,
કૃપા કરીને મારે માટે, લાવજો સાધુ પ્રસાદ;
એ છે વિનતિ, હદીઆમાં છે પ્રેમ અતિ—એ છે વિનતી.

મહારાજ ! મારા માટે સાધુ સંતોનો પ્રસાદ લાવવા કૃપા કરશો, એવી આ દાસની નમ્ર અરજ છે.

આમ કહી ગુરૂને નમસ્કાર કર્યા. રામગુરૂ સારૂ કહીને તે ભોંયરાની અંદર દશ–વીશ ડગલાં ચાલ્યા, પાછળ અદ્રશ્ય થઇ ગયા. ક્યાં ગયા તે જાણી શકાયું નહિ. ત્રીકમ સાહેબ પ્રભુભજન કરતા ધૂણી પાસે બેઠા. પ્રાતઃકાળ થયો ત્યારે 'અલખ–અલખ' એવા શબ્દોનો ઉચ્ચાર થતો ત્રીકમ સાહેબના સાંભળવામાં આવતાંની સાથે તે જુએ છે તો રામગુરૂજી ચાલ્યા આવે છે. તેમણે ઉઠી દંડવત પ્રણામ કર્યા. રામગુરૂએ સંતો પાસેથી લાવેલ પ્રસાદ ત્રીકમ સાહેબને આપ્યો. ત્રીકમ સાહેબ ખુશીથી લઇ, તે શિર પર ચડાવી, જમી ગયા. પ્રસાદ જમતાંની સાથે સંત પ્રતાપે તેમનાં અંતરચક્ષુ ખૂલી ગયાં, અજ્ઞાનતાનું અંધારૂં ટળી ગયું ને નિજ સ્વરૂપને ઓળખ્યું તીવ્ર વૈરાગ્ય ઉત્પન થતાંની સાથે એ હાથ જોડીને ગુરૂની સ્તુતી કરવા લાગ્યાઃ

ત્રીકમ— (રાગ ભુજંગી છંદ)

દયાલુ ગુરૂ ! દાસ તારો ઉગારો, પ્રેમે આપની ભક્તિને ઇચ્છનારો,
અમી દ્રષ્ટિથી શરણુ આવ્યો બચાવો, ગ્રહો બાંયને દાસની વારે ધાવો.
તમારી દયાથી મળ્યું જ્ઞાન સારૂં, ટળ્યું દાસનું લક્ષ ચોરાસી બારૂં,
ગુરૂ માત ને તાત છો આપ મારા, લખી રાખ્યા મેં આપના શબ્દ સારા.
હવે મુજને લેશ ના તલસાવો, મૂકી હાથ ને સદ્‌ગુરૂ આપ ધાઓ.

રામગુરૂ—હે બચ્ચા ત્રીકમ ! તારાં વચનો સાંભળી હું અત્યંત ખુશ થયો છું. તને આશીષ આપું છું કે સદા સર્વદા પરમ કૃપાળુ પરમાત્માની તારા પર કૃપા રહો તું બ્રહ્મજ્ઞાન મેળવીશ, તારૂં બોલેલું વચન મિથ્યા થશે નહિ, તને સર્વ નમસ્કાર કરશે ને અંતે ગુરૂશરણુમાં વાસ કરજે. હવે આજ્ઞા આપું છું કે તું ગામ (રાપર) જા અને દરિયાસ્થાન વિષે સત્ય ગુરૂ ભાણુ સાહેબના શિષ્ય ખીમ સાહેબ તને સદુપદેશ કરી, ગુરૂ થાશે ને તારો સઘળો સંશય તે ટાળશે. મારે હવે તરત સમાધિસ્થ થવું છે, માટે જલદી જા.

ત્રીકમ—મહારાજ ! આ દાસને શરણે રાખી, બાંય ગ્રહી, હવે આપ કયાં પધારશો ? જ્યાં આપ ત્યાં આ સેવક. મને આપનો પુરણ ભરોંસો છે. આપનાં ચરણ છોડી હું કયાંય પણ જવાનો નથી.

રાગ : ભેખરે ઉતારો

શરણે આવ્યો છે બાલકો, રાખો આપની પાસજી,
નિરભય કરો હવે નાથજી ! પૂરો મન તણી આશજી—શરણે.

વચન અતીશે આનંદકારી, થયો સૂણી મન પ્રેમજી,
ભવસાગરથી ઉગારીઓ, ચોટયુ ચિત્ત તમ માંહીજી—શરણે

આપને છોડી હવે કયાં જવું ? આવાં ન બોલો વચનજી,
સાંભળતાં સુખ નાસીઉં, દુઃખથી બળે મારૂં તનજી—શરણે

હે મહારાજ ! આ દાસ આપનાં ચરણ છોડી કયાંય પણ જવાનો નથી. વળી આપ કહો છો કે દરિયાસ્થાન વિષે ખીમ-સાહેબ બોધ આપી ગુરૂ થશે; તો તે બનવું અશકય છે. કારણ કે હું ગરોવા જ્ઞાતિમાં જન્મેલ છું, એટલે દરિયાસ્થાન વિષે જવા પામી શકીશ નહિ. તો પછી ખીમસાહેબ ગુરૂપદ ધારણ કરી બોધ આપે એવું માની શકતો નથી. માટે,

(ગીતી)

દાસ પરે દયા લાવો, કરો મ્હેર ને સુધારો જન્મારો;
અંત છે ઘણી આશા, થાઓ ગુરૂ ને ભય દીલનો ટારો.

માટે હે મહારાજ ! આપ મારા ગુરૂ થઇને આ દાસને સનાથ કરો, એવી આપના ચરણુમાં મારી વિનયપૂર્વક પ્રાર્થના છે.

રામગુરૂ—ત્રીકમ ! તત્વજ્ઞાનીને જાતીભેદ હોતો નથી, ખીમસાહેબ જ્ઞાની મહાત્મા છે, એટલે તે તારો અનાદર કરશે નહિ; અને તારો પ્રેમ જોઇ તને બોધ આપશે. અમારૂં વચન છે. તો પણ ઓળખાણની ખાતર સાથે એક હજુરીઓ (અંચળો) આપું છું તે લઇને જા. તારી મનેચ્છા તૃપ્ત કરશે.

(મરાઠી સાખી)

આ દેહનો હવે અંત આવ્યો છે, જા તું ખીમ ગુરૂ પાસે,
ગુરૂ થઇ તને બોધ એ કરશે, પુરશે સઘળી આશ;
શુભ કાર્ય થશે, સંશય તારો ટળી જાશે–શુભ કાર્ય થશે.

આમ કહી રામગુરૂ ત્યાંથી અદશ્ય થઇ, ફાટર નામના શહેરને વિષે જગ્યા બાંધી, સત્સંગીઓને સદુપદેશ કરી, રંગપુર–લીંબડી નામના શહેરમાં ગયા અને ત્યાં પણ થોડો વખત રહી પોતાનો આશ્રમ બાંધ્યો. ત્યાં ભગત શ્રવણને ઉપદેશ આપી, પોતે સમાધિસ્થ થયા. તે મહાત્મા (રામગુરૂ) હજી લગણ સર્વ ઠેકાણે પ્રખ્યાત છે.

બોલો ભાઇઓ, સૌ રામ–કૃષ્ણ દેવની જય.
ત્રીકમ અને રામગુરૂ મેલાપ નામનો વિષય પહેલો સમાપ્ત.

(દોહરો)

પુગ્ય થયો ત્રીકમ ને રામગુરૂ મેલાપ,
પોપટ કહે સૌ પ્રેમથી જપો હરિના જાપ.

—:———:—

## હરિયાસ્થાનનાં દર્શન

હવે ત્રીકમ સાહેબે રામગુરૂના વચન પર શ્રદ્ધા રાખી, ગુફામાંથી બહાર નીસરી, પોતાનાં માતપિતા પાસે આવી, તેમને નમન કરી, ખીમ ગુરૂ પાસે જવાની રજા માગી.

(રાગ : લાવણી–મુજ ઉપર ગુજરી)

ઘણો ભાવ ધરીને ત્રીકમ ચાલ્યા જાય,
આવ્યા સઘળું કુટુંબ જ્યાં પિતા ને વળી માય.
કર્યું માત પિતાને નમન રૂડી રીતે,
ગણે પ્રભુ તુલ્ય તેમાં અંતર નહિ કંઇ ભીતે,
કહે પિતા પ્રેમથી ક્યાં રોકાયો બાલ?
તુજ પાછળ રખડી થઇ જાત યમકાળ;
કહે ત્રીકમ પિતાજી પ્રભુ તુલ્ય છો આપ,
હું જાઉં ગુરૂની પાસ ટાળવા પાપ.
છે ક્ષણભંગુર આ દેહનો ઘાટ ખોટો,
જે અભિમાની તે કહેવાય સર્વથી મોટો;
માટે હું જાઉં છું મેળવવા ગુરુઆદેશ,
છે છેલ્લા પ્રણામ પિતા સાંભળજો ને ઇશ.
મળ્યું મન ભક્તિમાં બ્રહ્મજ્ઞાનમાં પ્રિત,
કહે પોપટ તો એ પાળે નીતિની રીત.

ત્રીકમ સાહેબનાં આવાં વચન સાંભળી, માત પિતા તથા તેમનાં પત્ની સર્વ કલ્પાંત કરી કહેવા લાગ્યાં :

(રાગ માઢની ચાલ–વીરા વેશ્યાના યારી)

મારા પુત્ર ન જાશો, છે ઘણી આશો, હમણાં રહો મારા બાલ– ટેક
અમને નોધારાં કરો નહિ બેટા, તરછોડી નવ જાઓ,
ઘેર બેઠા પ્રભુભજન કરોને, કહેવું માનીને આવરે—મારા પુત્ર૦

તુજ વિના નથી આશ્રય કોનો, જીવતર એળે જાય,
શું કરવું તે સૂઝે ન કાંઇ, સરવે ખાવાને ધાય રે—મારા પુત્ર.

ત્રીકમ સાહેબ કહે : સાંભળો માતપિતા ! આ દુનિયામાં સરવે સ્વાર્થનાં સગાં છે. અંતે કોઇ કોઇનું નથી, આપ વાત્સલ્ય પ્રેમને લઇ મને જવા મનાઇ કરો છો તે બરાબર છે, પણ મને ખરેખરા સત્યગુરૂનો ભેટો થયો છે; એટલે આ દુનિયાના સંજોગ કાંઇ પણ રૂચે તેમ નથી, વળી હે પિતાશ્રી ! આ સંસાર રૂપ સમુદ્રમાંથી જહાજ રૂપ ગુરૂ મારો ઉદ્ધાર કરશે, તે જોઇ આપને તો ખુશી થવાનું છે, ને તમો પણ પ્રભુભક્તિ કરી જીવન ગાળશો. સાંભળો.

(રાગ દક્ષિણી લાવણી : તાલ દાદરો)

કરી પ્રભુ ભજન, સુખથી દિવસ ગાળો રે,
મેળવવા શ્યામ, રાખો હામ. જપો નામ, સદા તમે;
યમ તણો ભય ટાળો રે—કરી પ્રભુ ભજન.
સત્ય શ્રી હરી, બીજી ખોટી આશારે
રામ ભજો, મોહ તજો, એવો મજો છે નહિ,
જ્ઞાનથી નિહાળો રે—કરી પ્રભુ ભજન.

મનુષ્યાદેહઅમૂલ્ય મળ્યો છે. તેમાં આત્મારૂપી દેહ ઓળખી પરમ પદની પ્રાપ્તી કરવી એજ આપણું ખરૂં કર્તવ્ય છે. મને ગુરૂકૃપાથી સત્ય વસ્તુનો અનુભવ થયો છે. હું હવે જાઉં છું, પ્રણામ. આમ કહી ત્યાંથી ચાલતા થઇ રસ્તામાં ભજન કરવા લાગ્યા.

(ભજન) તમે પેરો ને સુવાગણ ચુડીયાં એ રાગ

મને પ્રભુ શરણુ ખરૂં છે એક તારૂં રે–મને પ્રભુ. ટેક,

સત્ય ગુરૂ મળ્યા હવે સંશય ટળિઆ,
મટી ગયું લક્ષ ચોરાસીનું બારૂં. મને પ્રભુ. ૧

સત્ય ગુરૂ ખીમને જઇ પ્રેમથી મળશું,
રામગુરૂ પ્રતાપે સરવે થાશે સારૂં મને પ્રભુ. ૨

આનંદ થયો છે અતિ ઘણો મનમાં,
પ્રેમ સાગરમાં ઝીલ્યું મન મારૂં મને પ્રભુ. ૩

એમ આનંદ વચનો કહેતા ચાલ્યા જાય છે. ચાલતાં ચાલતાં રાપર ગામે દરિયાસ્થાનની નજીક પહોંચી આવ્યા. પાસે આવી જુએ છે તો ચારે તરફ સુવાસ ફેલાઇ રહી છે. અવલોકન કરતાં જ આનંદ થાય એવું રમણીય સ્થળ જોઇ, ખુશ થઇ કહેવા લાગ્યાઃ "વાહ ! ધન્ય રામ ગુરૂ."

ત્રીકમ–(રાગઃ બિભાસ–સત્યના પ્રકાશી જાગો, અગ્નિદેવા)

કૃપા કરી રામગુરૂએ શુભ સ્થળ બતાવ્યો–કૃપા કરી. ટેક
નિરખીને સુખ થયું, દુઃખ સર્વે ટળી ગયું,
ગુરૂ હવે મ્હેર કરો, નિશાની હું લાવ્યો– કૃપા કરી. ૧
સંશય મારા તનના ટળીયા, સત્ય ગુરૂ ખીમ મળીયા
આપનો આભારી થયો, પ્રેમ અતિ ભાવ્યો– કૃપા કરી. ૨
દયા દિલે લાવો, તમે સત્ય શબ્દ કહાવો,
શિરે હાથ લઇ, લહુ જીંદગીનો લ્હાવો– કૃપા કરી. ૩

આવા પવિત્ર સ્થાનને ધન્યવાદ આપતા ચાલ્યા જાય છે. તે સીધા દરિયાસ્થાનની ભાગોળે ગયા. ત્યાં જઇ જુએ છે તો સામે દરિયાસ્થાનની અંદર એક સુંદર પલંગ જોવામાં આવ્યો. તે પર સ્વચ્છ ગાદી તકીઓ કીનખાબ કોરવાલાં બિછાવેલ હતાં. તે પર ખીમ સાહેબ પોઢયા છે. તેમણે પોશાક કોઇ રાજકુમાર જેવો ધારણ કરેલ હતો.

વળી તેમનાં પત્ની પણ નમન કરી સામે ઉભેલાં હતાં. આ દેખાવ જોઇ ત્રીકમ સાહેબ વિચાર કરવા લાગ્યા કે 'અહીં મહાત્માઓના સ્થાન વિષે આ રાજકુમાર કોણ હશે ? પાસે વળી કોઇ દેવી પણ ઉભાં જોવામાં આવે છે ! પૂછી ખાત્રી કરૂં.'

ત્યાં કોઇ આવતા જતા માણસને પૂછ્યું કે "સામે પલંગપર સુતેલ માણસ કોણ છે ?" ઉતર મળયો કે "સત્યગુરૂ ભાણ સાહેબના બાલકા ખીમ સાહેબ." શબ્દ સાંભળી ત્રીકમ સાહેબ સ્તબ્ધ બની ગયા કે "અહીં માયા બરાબર જણાય છે. હું તો માયાથી મુક્ત થવા અહીં આવ્યો છું." શું કરવું તે વિચારવા લાગ્યા. જેમ રાજા જનકના દરબારને દરવાજે સુખદેવજીની દશા, તેમ આ સ્થળે ત્રીકમને જરા ભ્રાન્તિ થઇ. તે બોલવા લાગ્યા :

(રાગ : પ્રિયુને તજાવનાર વેરી અલંકાર)

માયા અહીં દીસે ખરી, મારે શુ કરવું ?
રૂચે નહિ દુનિયા હરિ, ભક્તિએ તરવું. ૧
રામગુરૂએ રસ્તો બતાવ્યો, માની આવ્યો અહીં,
આવું જો મેં જાણ્યું હત તો રે'ત હું તો ત્યાંઇ. ૨
જાવું કે રે'વું અહીંયા રે સૂજે નહિ ઉપાય;
વિચાર કરૂં તો મારી કમ્પે છે આ કાય. ૩
વચન પર શ્રદ્ધા રાખું કારજ તો સરે,
જોગીની અદ્‌ભુત લીલા અલૌકિક ખરે ૪

રામગુરૂ જેવા મહાત્માના વચન પર ભરોંસો રાખવાથી સર્વ સારૂં થશે. યોગીઓની લીલા અલૌકિક હોય છે. તેને દુનિયા કળી શકે નહિ માટે જલદી ખબર મોકલુ. ”

શિષ્ય–હે ઋષિવર ! હવે તે વાત પછીથી ચલાવજો. એક વખત સુખદેવજી તથા જનક રાજાનું શું વ્યાખ્યાન છે તે કૃપા કરી અમોને સભળાવો તો સારૂં.

ઋષિવર–હે વત્સ ! તે સાંભળવા તમારી ઇચ્છા છે તો સાંભળો.

( રાગ : ત્રિતાલી ચોપાઇ )

એક વાર નારદજી વિચારે, કૈલાસમાં જવાને મારે:
કર્યું વિષ્ણુ પ્રભુનું ગાન, આવ્યા જગતજનુનીને સ્થાન.
દેવીએ દીધું આદરમાન, ભલે પધાર્યા દીઓ અમ જ્ઞાન;
આપ દીઠે થયો આનંદ, બેસો આસન બ્રહ્માના તન.
છે કાંઇ અમ સરીખું કામ, રાખશો નહિ રૂદીએ હામ.

એક વખત વિષ્ણુ પ્રભુના ભક્ત દેવર્ષિ નારદજી કૈલાસપુરી વિષે જગતજનુની ઉમૈયાજી પાસે ગયા. નારદજીને જોઇ માતુશ્રી પ્રસન્ન થઇ નારદજીનો સત્કાર કરી, યોગ્ય આસન આપી, કહેવા લાગ્યાં કે હે દેવર્ષિ આપ પ્રભુના અનન્ય ભક્ત છો. આપને જોઇ અમે ઘણાં ખુશી થયાં છીએ. અમ સરખું કામ હોય તે જણાવશો.

નારદજી— ગીતિ

હું આવ્યો તમ સારૂ, ગુપ્ત ભેદની વાત કહેવા માટે;
જગતજનુની દેવી, અમ મસ્તક છે તમ દરશન સાટે.

હે જગતજનુની માતુ! આપ તો ચૌદ બ્રહ્માંડને પવિત્ર કરનાર છો ને આનંદનું જ સ્થાન છો. દેવી! હું આપને ગુપ્ત વાત કહેવા માટે આવ્યો છું.

દેવી-- (ગીતી)

ભલે પધાર્યા નારદજી. વિલંબ ન કરશો વાત કરો જલ્દી,
સાંભળવા મન ચાહે શત વર્ષ સમ નિમષ છે અરધી.

માટે જે હોય તે જલદીથી કહો.

નારદજી—ત્યારે સાંભળો.

(ઠાંડી)

મમ તાત તુલ્ય શિવજી ભોળાનાથ,
તે રહે છે માતુ, સદા તમારી સાથ,
હજી રાખી છે તમોથી ગુપ્ત વાત. મમ તાત. ૧
આપ આગ્રહ ઘણો છે તો હું કહાવું,
કહી આપને ને જલ્દી હું તો જાઉં,
કરે ક્રોધ ભોળો તમોને હું સમજાવું. મમ તાત. ૨
એક મંત્રથી જરા ને મરણ જાવે,
વળી મુક્તિનું અભય સ્થાન પાવે,
એ પ્રતાપે કદિ સ્વપને દુઃખ નાવે. મમ તાત. ૩
મંત્ર સજીવન છે નામે દુઃખહારી
એહ નામ પરે જાઉં હું બલિહારી,
તેહ સાંભળો તો થાઓ સુખકારી. મમ તાત, ૪

એ મહામંત્ર વડે કરી સર્વ કાર્ય સિદ્ધ થાય છે. તે મનુષ્ય યોનિમાં જન્મ મરણનો ફેરો ટાળનાર ને સર્વ પ્રકારે સુખ આપનાર છે.

આવો એ મહા મંત્રનો પ્રભાવ છે. ભોળાનાથે હજી તમારાથી ભ્રાન્તિ રાખી તે મંત્ર તમને આપ્યો નથી.

ઉમૈયાજી—નારદજી! બહુજ સારૂં કર્યું. હવે તે મંત્ર લેવા માટે હું તરત ઉપાય કરીશ.

નારદજી—માતુ! ત્યારે હું રજા લઉં છું, એમ કહીને તે પલાયન થયા.

કર્તા—　　　　રાગ: શિયાનો કનરો

સાંજ થઇ શિવ આવીયા સિધા, સતિએ આદરમાન ન દીધાં. ટેક.
ક્રોધ કરીને સામું ન જોયું, મુખનાં તેજ હટાવી લીધાં–સાંજ થઇ.
રાત્રિ થઇ તોય સતિ નવ ઉઠયાં, દીલની વાત નથી કાંઇ કેતાં–સાંજ.
એક હાથ દેવી અવનીપેં ધારી, દુજો કર લમણે દઇ બેઠાં–સાંજ.
આફત જાણે આવી હોય અતીશે, કોઇના સામું જરા નથી જોતાં–સાંજ.

શિવજી–સતિ ! આજે કેમ ઉદાસ છો ?

રાગ　દક્ષિણી લાવણી: તાલ દાદરો

કેમ ઉદાસ છો ? શું પડયું છે દુઃખ રે ?
ના સમજાય, શું કહેવાય, મન મુંઝાય,
ફીકર થાય, જલદી કહોને વાત રે–કેમ ઉદાસ છો. ૧
શું વિચાર કરો ? સમજું હું કંઇ સાર રે,
કોને ઘેર, કર્યું છે વેર, સમજું પેર,
મારૂં ઠેર, કરૂં તેનો સંહાર રે–કેમ ઉદાસ છો. ૨

સતી– (અચાનક આ શો કોપ કીધો કીરતાર એ રાગ)

દુઃખ કોણે દીધું નથી, કોનો નથી દોષ,
મારાથી જુદાઇ જાણો, એ છે અફસોસ.
અદભુત એક મંત્ર, દીધો નહિ તમે,
એવા કારણે કરી, દુઃખ વેઠીએ અમે.
મારા પર પ્રેમ પુરો, કહો સાચી વાત,
ભોળા સંભળાવો એહ, ભાંગે મમ ભ્રાંત.

સાયંકાળનો સમય થતાં ભોળોનાથ પધાર્યા. આવી જુએ છે તો સતિને ક્રોધાવેષમાં બેઠેલાં જોયાં. તે જોઇ શિવજી પૂછવા લાગ્યા કે હે સતિ ! કોઇ દિવસ નહિ ને આજે આટલું શું છે ? તમને કોણે દુભાવ્યાં છે ? તે સત્વરથી કહો તો તેનો હું નાશ કરૂં.

ત્યારે સતિ કહે છે કે હે ભોળાનાથ ! મને કોઇએ કાંઇ પણ કહ્યું નથી, માત્ર આપના જ માટે રિસાઇ બેઠી છું. કારણ મોઢાથી મીઠું બોલો છો. પણ જે સત્ય વસ્તુ (મહામંત્ર) છે તે કોઇ વખત પણ આપતા નથી.

શિવજી-સતિ! હું બરાબર સમજ્યો છું કે આ વાત કરનાર નારદજી છે. પણ તેમના બોલવા ઉપર લક્ષ રાખશો નહિ. ઠીક ચાલો.

આમ કહી ભોળાનાથ તથા સતિ ઉમૈયાજી એક અઘોર અરણ્યના વિષે આવ્યાં. ત્યાં આવીને.

(રાગ ગીતિ)

તાળી ત્રણ ત્યાં નાખી ભૂત પ્રેત ને મનુષ્ય ગયાં નાસી,
પશુ પક્ષી સૌ નાઠાં, તો પણ તેમાં બની એક હાંસી.

(રાગ : મરાઠી સાખી)

' ૐ સોહમ'ના કીધા શબ્દો, શુક બચ્ચું સેવાયું.
શિવજી સતિને બોધ કરે છે ઉડીને ત્યાં આવ્યું,
ખીજ્યા ભોળોનાથ, લીધું ત્રિશૂલ હાથ–ખીજ્યા, ભોળો નાથ.

શિવજીએ જંગલમાં આવી ત્રણ તાળી નાંખતાં મનુષ્ય, પશુ, પક્ષી, ભુત, પ્રેત વગેરે સર્વે નાસી ગયાં મુડદાંઓ સજીવન થઇ ચાલવા લાગ્યાં. ત્યારે શિવજી સતિને ઉપદેશ કરવા લાગ્યા. પણ તે સમયે એક શુક (પોપટ) નું બચ્ચું સેવાઇ મંત્રપ્રતાપે શિવજી પાસે આવ્યું. બચ્ચાને જોતાની સાથે મહાદેવ એવા શિવજીને ક્રોધ વ્યાપ્યો. ત્રિશૂલ ધારણ કરીને બચ્ચા પાસે જવા લાગ્યા. તે બચ્ચાએ ત્યાંથી ઉડી ભગવાન વેદ વ્યાસજીનાં પત્ની પાસે શરણે જઇ, જળ દ્વારા તેમના ઉદરમાં પ્રવેશ કર્યો. તે જોઇ શિવજી ધૂણી નાંખી, વેદ વ્યાસજીના આશ્રમ પાસે બેસી રહ્યા. અને સતિ ઉમૈયાજી કૈલાસપુરી વિષે પધાર્યાં. હવે અહીં શિવજી બાર માસ સુધી બેસી રહ્યાં પણ તે બચ્ચાનો જન્મ થયો નહિ. ત્યારે ભોળોનાથ ઉપદેશ કરી કહેવા લાગ્યા કે હે મુરખ! માતુશ્રીને દુઃખ ન આપ. જન્મ ધારણ કર.

બચ્ચું—(માતાના ઉદરમાંથી) હે ભોળાનાથ! આપ તો સર્વનું કલ્યાણ કર્તા છો. વળી સર્વજ્ઞ છો, એટલે સર્વ જાણતા જ હશો. છતાં પણ મારા પર કૃપા કરી ઉપદેશ કર્યો. તો હું ઉત્તર આપું છું કે હું મારી માતુશ્રીને દુઃખ કર્તા નથી. નહિ તો પૂછીને તપાસ કરો. મારૂં નામ સુખદેવ એટલે કોઇ પ્રકારે દુઃખ કર્તા નથી. છતાં

પણુ જન્મ ધારણુ કરૂં છું. પરંતુ આપના અમૃત તુલ્ય બોધથી ને મહામંત્રના પ્રભાવથી તીવ્ર વૈરાગ્ય ઉત્પન થયો છે. માટે દયા કરી એક વચન આપો.

ત્યારે શીવજી કહે : માગ-માગ, તારા પર હું પ્રસન્ન થયો છું. માટે ઇચ્છાનુસાર માગ.

સુખદેવજી—મહારાજ! જો આપ વચન આપો છો તો એટલું જ માગું છુ કે ગાયના શિંગ પર રાઇનો દાણો ટકે એટલો વખત આપની માયાને શમાવો. તો હું જન્મ ધારણુ કરૂં (બહાર આવું).

ભોળોનાથ—તથાસ્તુ! તથાસ્તુ! જા એમ થશે.

આમ કહી શિવજીએ માયાને શમાવી. તે વખતે સુખદેવજીએ જનમ ધારણુ કર્યો ને બીજા પૂર્વના સંસ્કારીઓનો તે વખતે જન્મ ધારણુ થયો, તે નવનાથ ચોરાસી સિદ્ધ વગેર તત્વજ્ઞાની ને માયાથી વિરક્ત થયા. સુખદેવજીએ જનમ ધારણુ કર્યો કે તુરતંજ ઓર સહિત તે ચાલવા લાગ્યા. ત્યારે ભગવાન વેદ વ્યાસજી કહે છે કે હે સુખદેવ! સિધા કેમ ચાલ્યા?

સુખદેવજી—પિતાશ્રી! આપને પ્રણામ કરૂં છું. મને આ સંસારના ભોગ રૂચતા નથી. માટે હું જંગલમાં જઇ એકાંત ભક્તિ કરી, પ્રભુને શરણે જઇ, મારો દેહ નિર્ગમન કરીશ

વ્યાસજી-સાંભળ. ભલે ખુશીથી જા, પણ એક વચન કહું છું તેમ કરજે.

સુખદેવજી-પિતાશ્રી! આપની આજ્ઞા મસ્તક પર ચડાવું છું. જે આજ્ઞા આપશો તે પ્રમાણે કરીશ. પણ સંસારના વૈભવ ભોગવવા મારી ઇચ્છા નથી.

વ્યાસજી-સાંભળ,

[ રાગ હોંચ ગરબીનો ]

નહિ આલું નંદના લાલ રે મહીડાં મારાં રે
સુણો સુત કહું એક વાત, શિખામણ સાચે રે,
રાખો બ્રહ્મ માંહે એક મન, માયા નહિ રાચે રે,

ભલે ખાઓ પીઓ ને આંહી, દુઃખ નહિ રેશે રે,
સુખ દુઃખ તે વાસના જાણ–સંશય જો લેશે રે
રાખો અદ્વૈત ભાવ હમેશ, આત્મા જાણો રે,
એવો આતમ સૌમાં દેવ, દ્રઢ ભાવ આણો રે.
કહિ જાઓ આકાશ પાતાલ, મન નહિ મરશે રે,
રેશે જન્મ મરણનુ શૂળ, ચોરાશી નહિ ટળશે રે.
તે ટાળો ચોરાસીનું શૂળ ગુરૂ કરો જ્ઞાની રે,
તે કૃપાથી સહેજે તરાય, લેજો તમે માની રે.
છે અદ્વૈત ભાવમાં એક, જનક વિદેહીરે,
તેને શરણે જતાં તત્કાલ લેશે કર ગ્રહીને રે.
છે જનક પુરીના રાજ, કહ્યું તેમ કરજો રે.
ત્યારે શાન્તિ થાશે અપાર, મનમાંહી ઠરજો રે.

સુખદેવજી (રાગ ઉપરનો)

પિતા આપની આજ્ઞા આજ, માથે ચડાવું રે;
ગણું પ્રભુ તુલ્ય હું આપ, જનકપુર જાઉં રે.
કરૂં વિદેહીને ગુરૂરાજ, વચન હું પાળું રે.
આપ બોધથી થશે આનંદ, સુખ હું ભાળું રે.
હવે છે છેલ્લા પ્રણામ, કૃપા તમે કરજો રે.
છે માતુશ્રીને નમસ્કાર, હૃદયમાં ધરજો રે.

વ્યાસજી—હે પુત્ર! જંગલમાં જાઓ કે પાતાળમાં કે આકાશમાં જાઓ, પણ જયાં સુધી મન રૂંધાયું નથી, ત્યાં સુધી કયાંય પણ શાન્તિ નથી. મન સર્વ ઠેકાણે નવી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. માટે ભલે અહીં બેઠા વાસના છોડી બ્રહ્મમાં મન જોડવું. આત્મા સર્વમાં ગણી પરમ પદ માટે પ્રયત્ન કરવો, વાસનાનો ત્યાગ કરવો. સુખ યા તો દુઃખ વાસનાને લઇને જ છે. પણ ઠીક, તમારી એવી ઇચ્છા છે તો ભલે સુખેથી જાઓ પણ મારૂં એક વચન માનજો તે એ કે વિદેહી જનકને ગુરૂ કરજો કારણ કે ગુરૂ સિવાય વાસના ટાળનાર બીજો કોઇ સમર્થ નથી. માટે મારૂં કહેવું માની તે પ્રમાણે કરજો.

સુખદેવજી-પિતાશ્રી! આપની આજ્ઞા શિર પર ચડાવું છું. આપના કહેવા મુજબ વરતીશ. હવે છેલ્લા પ્રણામ છે. માતુશ્રી આપને નમસ્કાર છે. આમ કહી તે ત્યાંથી ચાલતા થયા.

ચાલતાં ચાલતાં રાજા જનકના દરબાર નજીક પહોંચ્યા. પણ મનમાં શંકા ઉત્પન્ન થઇ કે અહો મારે તો માયાથી મુક્ત થઇ ભક્તિ કરવી છે; ને અહીં તો રાજપાટ ચલાવનાર રાજા જનકને ગુરૂ કરવા! તે મને મુક્ત શી રીતે કરશે? કારણ કે પોતે પણ આવું મોટું રાજ્ય ચલાવે છે. વળી મારા પિતાએ 'જનક વિદેહી' આવા શબ્દો કહ્યા. પણ તે તો રાજા છે! રાજા ને વિદેહી એ બન્ને જોડે કેમ બની શકાય? પણ પિતાનું વચન તો અવશ્ય પાળવું. એવો વિચાર કરી રાજદ્વાર પાસે અનેક સેવકો ઉભેલા છે, તેમાંથી એક અનુચર સાથે ખબર મોકલ્યા કે રાજા જનકને કહો કે આપની પાસે આવવા મારી ઇચ્છા છે.

અનુચરે જઇ રાજાને કહ્યું કે કોઇ એક અદ્ભુત યોગી નગ્ન સ્વરૂપે બહાર ઉભેલા છે ને તે આપની પાસે આવવા ઇચ્છા ધરાવે છે.

એવું વચન સાંભળી રાજા મનમાં વિચાર કરવા લાગ્યા કે સુખદેવજી પહોંચ્યા. પણ હજી તેમના મનને શંકા છે. માટે દ્રઢતા જોવી. આમ ધારીને કહ્યું કે ભાઇઓ! જુઓ, આજે આવતા તેમને મનાઇ કરો. એમ એક અઠવાડિયું અંદર આવવા મનાઇ કરી. એક અઠવાડિયા સુધી રાજાના હુકમ પ્રમાણે અંદર આવવા રજા ન આપી. નવમે દિવસે આવવા રજા મળી, ત્યારે સુખદેવજી અંદર જઇ જૂએ છે તો રાજા જનક પલગ પર તેમનાં પત્ની સાથે પોઢયા છે ને એક હાથ પત્નીના હૃદય પર ને બીજો હાથ પાસે શગડી એટલે અગ્ની બળતો રાખેલ તેમાં! આ જોઇ સુખદેવજી તો સ્તબ્ધ બની ગયા. તે વિચારવા લાગ્યા. જ્યારે કાંઇ સમજ ન પડી ત્યારે કહેવા લાગ્યા.

સુખદેવજી— રાગ આશા (વિનવું વિનવું અંબે ભવાની)

શું કરૂં સૂઝે ન કાંઇ, પિતાનો પ્રેર્યો આવીઓ આંહી, ટેક
રંગ રાગમાં રચ્યા પડયા છે, માયા ને અગ્નિ કળાય ન ભાઇ–શું કરૂં.

એક જોવું તો માયા અતીષે, બીજું જોવું તો એ ˚વ કેવાશે–શું કરૂં.
વિચાર કરીને હું હવે થાકયો, સેવકની સાથે શામળા ધાઓ–શું કરૂં.

એમ વિચાર કરીને થાકયા. એક તરફ જોઉં છું તો માયાથી ભરપૂર, બીજી તરફ દવી કામ. આમાં મારે શું સમજવું ? હે દયાળુ પરમાત્મા ! હું કાંઇ પણ કળી શકતો નથી. એમ પ્રભુને યાદ કરે છે, ત્યાં એક આશ્ચર્યકારણ બન્યું.

રાજા જનકના અંદરના બારણા વચોવચ સુખદેવજી ઉભા છે ત્યાં તેમને સ્વપ્નું થયું. તેમાં એવું જણાયું કે તે નવયૌવન સ્ત્રી સાથે પરણ્યા અને સંતાન પણ થયાં. એક વખત બાલકોને સાથે તેડી જંગલમાં ગયા ત્યાં એક સુશોભિત કેરી (આંબા)નું વૃક્ષ ઉભેલું હતું. તે સ્થળે ઉભા રહ્યા ત્યારે વૃક્ષ ઉપરની કેરી જોઇ બાલકો કહેવા લાગ્યાં કે અમને ઘણી ક્ષુધા વ્યાપી છે. માટે ઉપરની કેરી અમને ઉતારી આપો. ત્યારે સુખદેવજી હાથ લંબાવી જાણે ખરેખર કેરી લેતી જ હોય તેમ ઉભા થયા. એમ થતાંની સાથે જ બારણાના ઉપરનો ભાગ મસ્તકપર વાગવાથી એકદમ જાગ્રુત થઇ જૂએ છે કે આ શું ?

રાજા જનક—કેમ બાપ સખદેવજી ! કેરી ન લઇ શકયો કે

સુખદેવજી—મહારાજ ! આપનું વૃતાંત જોઇ મને આનંદ થાય છે. આપની કળા મારાથી જાણી શકાતી નથી. ક્ષમા કરશો ને ઉપદેશ કરી કૃતાર્થ કરશો. હવે મારા મનનો સંદેહ ટળી ગયો છે.

રાજા જનક—સુખદેવજી ! તમારા પિતાએ જે તમને તત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો છે તે સત્ય છે. તમારા પિતા ભગવાન સ્વરૂપ છે. તેમનાથી મોટો ગુરૂ ત્રણ લોકમાં કોઇ પણ નથી. તો હું વિશેષ શા રીતે થઇ શકું ? પણ તમને મારી પાસે મોકલ્યા છે; તો ભલે, જમી પરવારો. મનનું સમાધાન બરાબર થશે ત્યારે તમારી મેળે સમજી શકશો. આમ કહી સુખદેવજીને રાણીવાસમાં જમવા જવા માટે એકાએક મોકલ્યા.

અંદર એવી ગોઠવણ કરેલી હતી કે ગમે તે પુરૂષ જાય તો પણ વિષયવાસના ઉત્પન્ન થયા સિવાય રહે નહિ.

સુખદેવજી અંદર જઇ ચારે તરફ ફરી વળ્યા, પણ પૂર્વ-જન્મના શિવજી જેવા ગુરૂને પ્રભાવે તેમનું મન કાંઇ પણ બંધનમાં પડયું નહિ. રાણીવાસમાં થઇ સીધા રસોડા પાસે જમવા ગયા. જમવા માટે ઉત્તમ જાતનું ભોજન તૈયાર કરેલું હતું. પણ એવી એક યુક્તિ રચેલી હતી કે સુખદેવજીને જમવા બેસાડયા ત્યાં તેમના બરાબર ઉપર જબરજસ્ત શિલા કાચા તારથી બાંધેલ હોય તેવો દેખાવ કર્યો હતો. સુખદેવજી તેની નીચે જમવા તો બેઠા, પણ વિચાર થયો કે આ કાચા દોરથી બાંધેલી શિલા તુટશે તો કચ્ચરઘાણ વાળશે. એટલે તે ધાસ્તીમાં ને ધાસ્તીમાં નજર શિલા તરફ રહી ને જલ્દી જમી ત્યાંથી ઉઠી રાજા જનક પાસે ગયા.

રાજા જનક—સુખદેવજી! તમો જમ્યા?

સુખદેવજી—હા માહારાજ.

રાજા—કાંઇ સમજી શકયા કે?

સુખદેવજી—હું કાંઇ સમજી શકયો નથી.

પછી જનક રાજાએ સુખદેવજીને પોતાની પાસે બેસાડયા ને આખું શહેર શણગાર્યું. એટલે ગલીએ પણ તોરણ, ધ્વજા, પતાકા, વગેરે બંધાવી રૂશનાઇ કરી. પછી બંધીવાનો (કેદીઓ)ને પોતાની પાસે બોલાવી, કટોરા (પ્યાલા) બે મગાવી તેમાં દુધ બરાબર એટલે કાંઠા સુધી ભરાવી તે કેદીઓના હાથમાં આપ્યા ને ચાર પોલીસ સિપાઇને બોલાવી ખુલ્લી સમશેર હાથમાં આપીને કહ્યું કે જાઓ આ કેદીઓને તમારી સાથે તેડી આખા શહેરમાં ચારે તરફ ફેરવી આવો. પણ કટોરાની અંદરનું દુધ ભર્યું છે તેમાંથી એક છાંટો બહાર પડવો નહિ, તે બરાબર ધ્યાન રાખવાનું છે. જો કદિ અંદરથી એક છાંટો બહાર પડશે તો સમશેર વડે મસ્તક ઉડાવજો. આમ કહી શહેરમાં મોકલ્યા. સુખદેવજીને પણ સાથે મોકલ્યા. શહેરની ચારે તરફ ફરી વળ્યા પણ મારી નાખવાના ધાસ્તીને લઇ કેદીઓએ કયાંય એક છાંટો પણ દુધ પડવા આપ્યું નહિ. એ પ્રમાણે ફરી વળી સર્વેએ દરબારમાં આવી રાજા પાસે કટોરા મૂકી, સર્વ જણાએ નમન કર્યું

રાજા–કહો, દુધમાંથી છાંટો પડયો હતો કે નહિ?

કેદીઓ–અરે અન્નદાતા! દુધમાંથી છાંટો પડે, તો અમો મોતના ભોગી થઇએ. કારણ કે અમારી પાછળ બન્ને તલવારોવાળા ખુલ્લી તલવારોથી ચાલ્યા આવતા હતા.

રાજા–કહો, ત્યારે શહેરમાં શી શી રૂશનાઇ જોવામાં આવી?

કેદીઓ-સાહેબ! શહેરની રૂશનાઇ અમે જોઇએ તો કટોરામાંનું દુધ ઢોળાય અને અમારે મૃત્યુને આધીન થવું જોઇએ. વાસ્તે અમારાથી આગળ પાછળ કાંઇ પણ જોવાઇ શકાય નહિ. આ બિના સાંભળી સર્વેને રજા આપી.

ત્યારબાદ રાજા જનક સુખદેવજી પ્રત્યે કહેવા લાગ્યાઃ જુઓ બાપ સુખદેવજી! સંસારમાં રહી રાજપાટ ભોગવીએ છીએ. પણ સર્વ નાશવંત ગણી બ્રહ્મ સત્ય જાણી, આ સર્વ વૈભવમાં આસકત થતા નથી. તેનો દાખલો તમને પ્રત્યક્ષ કરી બતાવ્યો. જુઓ, કેદીઓને મોકલ્યા તેનો આશય એવો કે કેદીને ઠેકાણે માયા ગણો. એટલે માયારૂપી જેલખાનું ગણો. તેમાં ઉપજરૂપી વૃત્તિ ગણો. દુધરૂપી પરબ્રહ્મ ગણો ને દુનિયાના વૈભવરૂપી શહેરની શોભા અથવા તો રૂસ્નાઇ ગણો. આપણે દુનિયારૂપી કેદખાનામાં પડયા છીએ. તેમાં બ્રમરૂપી દુધમાં નજરરૂપી વૃત્તિ જ હમેશાં રાખીએ. તેમાં વળી બ્રહ્મને ભૂલી જવાનું પરિણામ કે દુધ બાહાર પડશે તો યમદૂતો બન્ને તલવારોવાળા સાથે છે, એટલે માયારૂપી શોભામાં નજર (વૃત્તિ) ખેંચવી નહિ. વળી તમને જમવા મેકલ્યા ત્યાં શિક્ષાનો દેખાવ કરવાનું કારણ સમજાવું શિક્ષારૂપી કાળ ગણો ને જમવારૂપી વિષયવાસના ગણો. વાસના ભોગવતાં ઉપર કાળરૂપી શિલા ગણી તેમાં આસકત થતા નથી. આ અમારો સિદ્ધાંત છે.

સુખદેવજી—મહારાજ મારો સંશય ટળી ગયો. હવે ઉપદેશ કરો. ત્યારપછી રાજા જનક વિદેહીએ સુખદેવજીને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો ને શાંતિ પમાડી. તે જ્ઞાનના પ્રતાપે કરી સુખદેવજીએ તત્વજ્ઞાની થઇને પાન્ડુપુત્ર પરીક્ષિતને ભાગવતની કથા સંભળાવી સદુપદેશ કર્યો તથા પરીક્ષિતસુત જન્મેજયને મહાભારતની કથાનો

ઉપદેશ કરી બ્રહ્મહત્યા ઉતારી. મોક્ષ પમાડ્યા. એ સઘળો પ્રભાવ ગુરૂનો જ છે.

શિષ્ય—મહારાજ ! આપના વચનથી અમારો પણ સંશય ટળી ગયો. હવે ત્રીકમ સાહેબનું વર્ણન કૃપા કરી સંભળાવો.

ઋષિવર—ત્યારપછી ત્રીકમ સાહેબે એક સાધુને પ્રણામ કરી કહ્યું કે, મહારાજ ! કૃપા કરી સત્યગુરૂ ખીમ સાહેબને પ્રણામ સાથે જણાવો કે આપના દર્શનની ઇચ્છા માટે આપનો દાસ ઉભો છે. કૃપા કરી આજ્ઞા આપો તો દર્શન કરી કૃતાર્થ થવા આશા છે.

સાધુએ જઇ ખીમસાહેબને ખબર આપ્યા કે મહારાજ કોઇ સાધુ આપનાં દર્શન માટે અત્રે આવેલ છે. બહાર ઉભેલા છે. આજ્ઞા આપો તો અંદર આવે. ખીમસાહેબે વિચાર કર્યો કે ત્રીકમ આ ખાતાનો જીવ છે. પણ તેની દ્રઢતા જોવી. એમ ધારી કહ્યું કે આજે આવવા મનાઇ કરો. અને આજે તો ઠીક પણ બીજા ત્રણ દિવસ સુધી આવવા રજા આપશો નહિ. સાધુએ આવીને કહ્યું કે આજે આવવા મનાઇ કરી છે. એમ ત્રણ દિવસ સુધી હમેશાં આવવા ના કહી. જયારે ત્રણ દિવસ આવવા રજા ન મળી, ત્યારે ત્રીકમ સાહેબ પ્રભુસ્તુતિ કરવા લાગ્યા કે હે જગન્નિયંતા પરમ દયાલુ પરમાત્મા ! મારી મનોવૃત્તિ શુદ્ધ હોય તો જલ્દી ગુરૂનાં દર્શન થાઓ. એમ કહી સ્તુતિ કરવા લાગ્યા.

સ્તવન મંજરી રાગ (બાલકના બેલી થાજો રે રઘુપતિ)

દાસની વારે ધાજો રે—સારંગપાણી ટેક.
મીરાંબાઇની વારે ધાયા, ગરલ પીધું પોતે,
પ્રેમે પાયના ભક્તિ આપી, સમાયા જોતમાં જોતે,
પાંડવનું પ્રતિપાલન કીધું કૌરવનું કર્યું મોત—સારંગ.

વિભિષણને પ્રભુ લંક દીધી વાનર કીધા મિત્ર,
પાણી ઉપર પથરા તાર્યા એવા કીધા ચરિત્ર,
સર્વ સ્થાને રમી રહ્યા છો કરો અધમને પવિત્ર—સારંગ.

એમ સ્તુતિ કરતાંની સાથે જ ખીમ સાહેબે આજ્ઞા આપી. કે ત્રીકમને બોલાવો. હુકમ થતાંની સાથે જ ત્રીકમ સાહેબ પ્રેમથી

દોડયા. અંદર જઇને જુએ છે તો ખીમ સાહેબની ઢોલણી ધરતીથી એક હાથ અધર જોવામાં આવી. ત્રીકમ સાહેબને જોઇ ખીમ સાહેબ કહેવા લાગ્યા: ત્રીકમ ! સંશય થયો ? લાવ, લાવ રામગુરૂની નિશાની.

ઉપરના શબ્દો અને વળી ઢોલીઆનો દેખાવ જોતાંની સાથે જ ત્રીકમ સાહેબનો સંશય ટળી ગયો. તે જઇને ચરણમાં પડયા. દંડવત પ્રણામ કર્યા. પ્રણામ કર્યાની સાથે જ ત્રીકમ સાહેબનો નિશ્ચય જોવા માટે ખીમ ગુરૂએ એક ચાખડી મોઢા પર જોરથી મારી. એથી લોહી નીકળ્યું. તે જોઇ ત્રીકમ સાહેબ ઘણા ખુશી થઈ, પ્રણામ કરી, કહેવા લાગ્યા કે હે ગુરૂ ! ધન્યભાગ્ય કે આજે આપના શરણમાં આવતાં જ આ દાસને શિક્ષારૂપી બોધ મળ્યો. વાહ દયાલુ ગુરૂ !

આવા શબ્દો સાંભળી ખીમસાહેબ અતિ પ્રસન્ન થઇ કહેવા લાગ્યા કે હે ત્રીકમ ! ધન્ય તારી દ્રઢતાને, શાબાશ ! આમ કહી પોતાની પાસે બેસાડયા,

પછી ત્રીકમ સાહેબ ગુરૂ સ્તુતિ કરવા લાગ્યા :

(રાગ : જય જય નિર્ગુણ અવિનાશી)

જય જય ગુરૂ મમ હ્રદય વસ્યા, નિજ દાસ તણી હવે સુધરી દશા,
છે સત્ય શરણ ગુરૂ એક ખરૂં, ખરા સંત જોઇ મુજ મન ઠર્યું. ટેક.

તુજ વિણ દેખું તિમિર સદાય, ટળ્યાં દુઃખ ને સુખ લેવાય,
અકળ કળા તારી ન કળાય, પુરો આશ પરમેશ્વરા—જય જય.

શીદ તલસાવો મન મુંઝાએ, મૂકો હાથ તો સુખડાં થાય,
આપ બોધની છે ઇચ્છાય, ખીમ ભાણ ગુરૂ રવિરાય—જય જય.

ભક્તિના ઉદગારો સાંભળી ખીમસાહેબ પ્રસન્ન થયા. હાથ મુકી જ્ઞાન સાથે ધ્યાનનો બોધ કર્યો. ત્રીકમ સાહેબનાં અંતરચક્ષુ ખુલી ગયાં હતાં. તેમાં વળી સત્ય ગુરૂ ખીમસાહેબની દયા થવાથી એકદમ હ્રદય ખુલી ગયું. સત્ય ગુરૂ ભાણસાહેબ તથા રવિસાહેબ, ખીમસાહેબને પ્રણામ કરી કહેવા લાગ્યા :

## (સાખી)

ત્રીકમ ત્રંબાળુ ગાજીઆં, નામ તણું નિશાન,
અગમ ઘર ઉપરે, મળી હીરાની ખાણ.

સાખી બોલીને સાથે ભજન બોલવા લાગ્યા :

## (ભજન)

ખીમ ભાણુ રવિ સાંયા, આંજી ગોલી હો બાંની આંસે: ખીમ. ૧
નેચળ પરચો ગુરૂ નામ તમારૂં. વિશ્વાસે વેચાયાં રેઃ ખીમ. ૨
ભવસાગરમાં બૂડતો તાર્યો ગુરૂ, તુરત પકડી બાંયા રેઃ ખીમ. ૩
સત ગુરૂ સાહેબ શ્યામ પધાર્યો, તો નીત ગંગા મેં નાયા રેઃ ખીમ. ૪
દાસ જાણીને દયા આણી, પલપલ દરશન પાયા રેઃ ખીમ. ૫
ત્રીકમ સાહેબ ખીમનાં ચરણાં, હેતે હરિના ગુણ ગાયા રેઃ ખીમ. ૬

ત્રીકમ સાહેબનાં નમ્ર વચન સાંભળી સરવે ખુશી થયા અને ત્રીકમ સાહેબ ગુરૂસેવા સાથે પ્રભુભક્તિ કરી આંહો આનંદથી રહ્યા છે

## (રાગ ચોપાઇ)

ખીમ શરણુ ગ્રહ્યું ત્રીકમ જ્ઞાની, કીધા ગુરૂ દુઃખ ગયાં સૌ વામી,
કહે પોપટ પછી બની શું બીનાય, આગળ કહું પ્રભુને પડી પાય.

## ખીમશરણ-શાંત નામનો વિષય ૨ જો

## સમાપ્ત

---

# તિર્થાટન વર્ણન

એક વખતે ત્રીકમ સાહેબ ધ્યાનથી પરવારી શાન્ત મનથી બેઠા હતા. બેઠાં બેઠાં વિચાર થયો કે મારા પર ગુરૂની કૃપા સારી છે. માટે જો રજા આપે તો થોડો વખત તિર્થાટન કરી સંત સમાગમ કરૂં તો સારૂં. આમ ધારી ગુરૂ પાસે આવી વિનયથી બે હાથ જોડી કહેવા લાગ્યા :

ત્રીકમ— (રાગ હિંડી)

ગુરૂ આશ : એક અંતર જામી.

આપો આપ આજ્ઞા તો નથી કાંઇ ખામી—ગુરૂ. ટેક

મારે જાવું તિર્થાટન કરવા કાજે, લઇશ લાભ સાધુ સંતનો હું આજે,
હૃદય નામ ગુરૂ આપનું સંભાળું—ગુરૂ આશ એક. ૧

સાધુ સંતને મળીને જલ્દી આવું, શિષ આવી આપ ચરણુમાં નમાવું,
માટે કરો હુકમ હે દયાલુ દેવા—ગુરૂ આશ એક. ૨

ભીમ સાહેબ અને રવિ સાહેબ—

(રાગ ઉપરનો)

અમો ચાલશું ત્રીકમ તુજ સંગાથે,
છે અંતર પ્રેમ ઘણો તારે માથે—અમે ટેક:

તુજ ભક્તિથી થયા અમે બહુ રાજી,
પ્રેમે વિદુર તણી જમ્યા પ્રભુ ભાજી;

માટે રાખું હું હમેશા મારી પાસે,
અમો ચાલશું ત્રીકમ તુજ સંગાથે,
જશું દ્વારિકામાં રણછોડજીની પાસ,
ઘણા ભક્તો તણી પુરી પ્રભુએ આશ.
સર્વ સંગાથે જતાં આનંદ ઘણો થાશે,
અમે ચાલીશું ત્રીકમ તુજ સંગાથે.

ત્રીકમ—વાહ ગુરૂ ધન્ય ! આમ કહી તે સ્તુતિ કરવા લાગ્યા.

( રાગ બનજારો )

ધન્ય ધન્ય ગુરૂજી મારા, મને પ્રાણ થકી છો પ્યારા;
મન મગ્ન થયું બહુ મારૂં, લાગ્યું વચન આપનું પ્યારૂં,
દીસે દિવસ આજથી સારા, મને પ્રાણ થકી છો પ્યારા. ૧
કૃપા કરીને થાઓ તૈયાર, હું ચાલું નથી કંઇ વાર,
સદ્ભાગ્યે મળ્યા ગુરૂ સારા, મને પ્રાણ થકી છો પ્યારા. ૨
ગુરૂ સાથે ગોવિંદ ગુણ ગાશું, મીઠાં ભક્તિ તણાં ફળ ખાશું,
મળે જ્ઞાન સર્વનાં સારાં, મને પ્રાણ થકી છો પ્યારા. ૩

ખીમ સાહેબ—સારૂ, ત્યારે ચાલો, આમ કહી સર્વ ત્યાંથી તૈયાર થયા.

રાગ : લાવણી (મુજ ઉપર ગુજરી)

જાય દ્વારિકાં રસ્તે સર્વ સાધુ સંગાથ,
ગુરૂ ખીમ, રવિ ને ત્રીકમ તેની સાથ;
છે પ્રભુ ચરણની સૌને આશા મન,
સદા ગુરૂ ચરણમાં અરપે છે એ તન;
મુખ જય જય શબ્દો ધનુષ્યધારી શ્રી રામ,
પ્રભુ દીન દયાળુ ખરે સુખના ધામ;
કરતા ભૂધરભક્તિ પોંચ્યા સાગર તીર,
જેની માંહી ભર્યાં છે સુંદિર નિર્મલ નીર;

આમ પ્રભુભજન કરતા કરતા દ્વારિકાંપુરીનો રસ્તો કાપતા દરિયા કીનારે જઇ પહોંચ્યા. ત્યાં કને એક હોડું પડેલું છે. તેની

અંદર કોઇ રાજકુટુંબ તથા બ્રાહ્મણો બેઠેલા જોયા. ત્યાં કને રવિ સાહેબ તથા ખીમ સાહેબ પણ બેઠા. ત્રીકમ સાહેબ બેસવાની તૈયારી કરે છે. સાથે તે ભજન કરવા લાગ્યા.

(ભજન)

સદાય રેવે ગુલતાની રે, લાગી પ્રીત નહીં છાની રે.
અનહદ નાદ ગગન ધુન ગાજે, ઝીલરી વાગે ઝીણી રે—લાગી.
અપરંપાર અગમ ઘર આગે, નીગમ ભરે જલ પાની રે—લાગી.
આગે હતી સો સબમેં પાઇ, પુરણ પ્રીત પિછાની રે—લાગી.
ત્રીકમદાસ સંત ખીમને ચરણે, વારે વારે કુલ બાની રે--લાગી.

ભજન પુરૂં થયું કે ત્રીકમ સાહેબે બેસવા તૈયારી કરી. તે હોડીમાંના બેઠેલા માણુસોમાં એક ત્રીકમ સાહેબનો ઓળખીતો બ્રાહ્મણ હતો. તે કહેવા લાગ્યો ને બોલી ઉઠયો કે આ મેઘવાલ (ચમાર) છે. તે સરવેને વટલાવશે. માટે બેસવા દેશો નહિ. તે સાંભળી સર્વે કહેવા લાગ્યા કે હે મેઘવાલ ! આની અંદર બેસવાથી અમને વટલાવીશ. માટે બેસીશ નહિ. છેટો નીકળી જા.

તે સાંભળી ખીમ સાહેબ તથા રવિ સાહેબ કહેવા લાગ્યા કે હે ભાઇઓ ! પ્રભુભક્તમાં કે આત્મજ્ઞાનીમાં જાતીભેદ હોતો નથી. તે હમેશાં પવિત્ર હોય છે. માટે સાધુની અવજ્ઞા કરી સુખી થશો નહિ. અમારૂં કહેવું માની બેસવા દો. તે અમારો શિષ્ય છે. જૂઓ, પ્રભુભકત માટે મહાત્મા તુલસીદાસજીએ પ્રથમ કહેલ છે તે સાંભળો.

(ભજન)

ચાર વર્ણુસેં ઉંચે હરિજન, ચાર વર્ણુસેં ઉંચે—ટેક
જો ન પતીજે તો સાખ પુરાવું, ભીલડી કે બોર પાય પ્રભુજીકે—હરિજન.
રાજા યુધીષ્ઠિરે યજ્ઞ રચ્યો હે, શંખ ન વાગ્યો સભાકી બીચે,
સ્વપચ ભગત કું આન જમાયા, વાગ્યો શંખ સભાકે બીચે—હરિજન.

વળી કહ્યું છે કે :

(દોહરો)

ભકત બીજ પલટે નહિ, જુગ વહી જાય અનંત
ઉંચ નીચ ઘર અવતરે, તોય સંતનો સંત

જાતી ચંડાળ એ તો માત્ર કહેવાનું જ, પણ કર્મ ચંડાળ છે. તે માટે એક રાજાનું દષ્ટાંત કહું તે સાંભળો

(દૃષ્ટાંત)

ખીમ સાહેબ—એક રાજાને કોઢ નીકળ્યો હતો. તે ઘણો પીડાવા લાગ્યો. તે શહેરને પાદરે કોઇ મહાત્મા પુરૂષ ફરતા ફરતા આવ્યા. રાજાને ખબર મળતાં મહાત્માની ગામ વિષે પધરામણી કરી, પોતાનું દુઃખ નિવેદન કર્યું. મહાત્મા પોતે ઘણા દયાળુ હતા. એટલે રાજાનું દુઃખ જોઇ દયા લાવી, રાજાના મનને શાન્તિ આપીને કહ્યું કે ભાઇ! જા, કોઇ ચંડાળને ત્યાં જમી આવજે. એટલે તારૂં દુઃખ ગયું જાણજે.

આમ કહી મહાત્મા જવા લાગ્યા. રાજાએ ઘણા આગ્રહથી થોડો વખત રોકાવા આજીજી કરી. રાજાના અતિ આગ્રહથી મહાત્મા રોકાયા. રાજાએ વિચાર કર્યો કે હું રાજા છું. આંહી ચંડાળને ત્યાં જમીશ તો મારૂં અપમાન થશે. એવું ધારી ત્યાંથી બહાર જવા વિચાર કરી, એક દૂર દેશાવર ગયા. તપાસ કરતાં એક પ્રભુના ભક્ત મહા પવિત્ર એવા ચંડાળને ત્યાં જઇ જમ્યા પણ દુઃખની શાન્તિ ન થઇ. ત્યારે વળી વિચાર કરવા લાગ્યા કે આ તો જુલમ થયો. ચંડાળને ત્યાં જમ્યો, દેહ ભ્રષ્ટ કર્યો, છતાં દુઃખ ટળ્યું નહીં. હવે શું કરવું?

આમ વિચાર કરતા કરતા ચાલ્યા આવે છે. રસ્તામાં ચાલતાં વરસાદ ઘણો થયો. રાજા ઘણું દુઃખ પામી ત્રાસી ગયો. અતીશય ભૂખ લાગી. પાસે ખાવાનું કાંઇ પણ ન હતું. તે અરસામાં સામેથી એક બ્રાહ્મણ હળ હાંકી ચાલ્યો આવે છે. બળદ શરીરમાં બહુ દુબળા છે ચાલી શકતા નથી. ત્યારે તે બ્રાહ્મણ મોઢાથી દાંત વડે બળદની ચામડી તોડી, દુઃખ આપી હાંકતો આવે છે. ચામડી વખતો વખત તોડવાથી તેનું રૂધીર (લોહી) મોઢામાં આવી જાય છે. તે હળખેડુ બ્રાહ્મણ રાજાની નજીક આવ્યો, ત્યારે બળદને છોડી નાંખી, એક ઝાડ તળે બેસી જમવા લાગ્યો. રાજાને પણ પાસે બેસાડી, થોડું ભોજન આપ્યું. રાજા ભૂખથી

આકુળ હતો. એટલે તે જમ્યો. જમતાંની સાથે જ કોઢ મટી ગયો અને પીડાની શાન્તિ થઇ ગઇ. રાજા વિચાર કરવા લાગ્યો કે મહાત્માએ ભૂલ ખવરાવી ને નકામો ચંડાળને ત્યાં જમાડયો. ત્યાં કનોજ બ્રાહ્મણને ત્યાં જમ્યો હત તો આટલું રઝળવું થાત નહીં ને દેહ પણ ભ્રષ્ટ થાત નહીં. ત્યાંથી ચાલી પોતાના શહેરમાં આવી મહાત્માને મળી સર્વ હકીકત કહી સંભળાવી

ત્યારે મહાત્મા કહેવા લાગ્યા કે હે રાજા ! તું ચંડાળને ચંડાળ સમજીશ નહીં. તેનું કર્મ ચંડાળનું ન હતું. તે તો આચાર અને વિચારપૂર્ણ પ્રભુભક્ત હતો. જેથી તારો દેહ ભ્રષ્ટ થયો એમ જાણીશ નહીં. પણ પેલા બ્રાહ્મણનું અન્નોદક લેવાથી તારો દેહ ભ્રષ્ટ થયો ને કોઢ પણ તેનાથી જ મટયો. માટે તેને જ કર્મચંડાળ જાણવો. જાતીચંડાળથી કર્મચંડાળ વધારે અશુદ્ધ ગણાય છે. માટે હે રાજા ! તારા મનની અંદર જરા પણ શંકા કરીશ નહીં.

આ શબ્દો મહાત્માના મુખથી સાંભળી રાજાના મનની શંકાનું નિવારણ થયું. માટે ભાઇઓ ! આવા પ્રભુભક્તને અપવિત્ર ગણી અનાદર કરશો તેનું પરિણામ સારૂં આવશે નહિ.

**હોડીમાં બેઠેલા મનુષ્યો**—હે સાધુઓ ! અમને તમારા ઉપદેશની જરૂર નથી. અમો આચારી બ્રાહ્મણો અને વળી સાથે રાજકુટુંબ. શું મેઘવાલને અહીં બેસવા દઇએ ? તે કોઇ કાળાંતરે પણ બનવાનું નથી. તમારે બેસવું હોય તો બેસો, નહીંતર તમો પણ ઉતરી જાઓ. અમારે કંઇ જરૂર નથી.

આ સાંભળી ત્રીકમ સાહેબ કહેવા લાગ્યા કે હે સતગુરૂ ! એ લોકો અજ્ઞાન છે, તો તેમની સાથે વિવાદ ન કરશો. આપની અવજ્ઞા મારાથી સહન થતી નથી. કારણ કે શાસ્ત્રમાં પણ એક ઠેકાણે કહ્યું છે કે પતિવૃતા સ્ત્રીએ પતિની નિંદા, પુત્રે પિતાની અને શિષ્યે ગુરૂની નિંદા થતી હોય અથવા અવજ્ઞા થતી હોય તો અટકાવવી. છતાં ન અટકાવી શકાય તેમ હોય તો ત્યાંથી ચાલ્યા જવું.

**ત્રીકમ સાહેબ—** **(ભજન)**

પ્રેમે વીંધાણા પ્રાણ, સતગુરૂજીએ અમને મારેલ શબ્દનાં બાણ-ટેક<br>
માન સરોવર મુક્તા મોતી, મરજીવા ચડે મેરાણ રે–સતગુરૂજી. ૧

બાવન અક્ષરથી બારીરાજ બોલે, નહીં પોંચે પોથી કે પુરાણુ રે—સત. ૨
ઓહમ્ ઓહમ્ અલખ બિરાજે, ભિતર પ્રગટયા રવિગુરૂ ભાણુ—સત. ૩
ત્રીકમ સાહેબ સત્ય ખીમનાં ચરણું, મારાં નેનુંમાં ગડહડે નિશાન—સત. ૪

વળી હે મહારાજ! આપ કૃપા કરી આજ્ઞા આપો તો આપની સંગાથે જ ચાલું. મારી કાંઇ શક્તિ નથી. પણ ગુરૂશરણુના પ્રતાપે ચાલીશ. ગુરૂની અવજ્ઞા હું સહન કરી શકતો નથી. પણ મૂર્ખ માણુસને ઉપદેશ કરવો એ નકામો છે. ઠીક, જેવો જેનો ભાવ તેવું તેને ફળીભુત થશે. ચિંતા નહિ.

આમ કહી સંગાથે ચાલવા માટે ગુરૂ પાસે ફરી રજા માગી, ત્યારે ગુરૂ ખિમસાહેબ તથા રવિ સાહેબે કહ્યું: ભલે ત્રીકમ! તારી ઇચ્છા.

આમ કહેતાંની સાથે જ હોડું ચાલતું થયું. એટલે ત્રીકમ સાહેબે ગુરૂનો આપેલ અંચળો દરિયામાં પાણી પર બીછાવી ગુરૂનું શરણુ તથા પ્રભુભક્તિ હ્રદયમાં ધારણુ કર્યાં અને તે બીછાવેલા અચંળાપર બેસી ગયા. બેસતાની સાથે જ ભજન કરવા લાગ્યા:

ત્રીકમ— (ભજન)

ઓલ્યા વાણુવટી! બેડલી હંકાર, મારે બેટ જાવું ટેક
બેટ જાવું છે, મારે ગોમતી નાવું છે ઓલ્યા વાણુવટી બેડલી હંકાર.
મેં જાણ્યું ગુરૂ જનમસંગાથી, છોડી ચાલ્યા વનની વાટે—ઓલ્યા.
ઉભી ઉભી દાસી અરજું કરે છે, એક અરજ મારી સુણુતો જા—ઓલ્યા.
ત્રીકમ સાહેબ સંતો ખીમના ચરણુ,સંતોના ચરણોમાં રાખતો જા—ઓલ્યા.

ભજન કરી રહ્યા બાદ તુરત જ સમુદ્રને સામે કાંઠે પહોંચી ગયા. દ્વારકાપુરીમાં જઇ, ગોમતીજીમાં સ્નાન કરી શ્રી. રણુછોડરાયજીના દેવળમાં જઇ સાષ્ટાંગ દંડવત પ્રણુામ કરી બે હાથ જોડી કહેવા લાગ્યા કે હે પ્રભુ, આપ તો નિરંજન નિરાકાર છો. હું આપને અવધપતિ શ્રી, રામચંદ્રજીના સ્વરૂપમાં ઉભા જોઉં છું. એમ કહી સ્તુતિ કરવા લાગ્યા:

સ્તુતિ—લાવણી (શ્રી. બદ્રીનાથ વિશ્વંભર: એ રાગ)

જય પ્રણુતપાલા, દીનદયાલા, ભક્ત ઓધારણુ શ્યામજી;
રાવણુ મારી, વિભિષણુ સ્થાપ્યો, રઘુકુળ મણી શ્રી રામજી.

પ્રહલાદની પ્રભુ રક્ષા કીધી, કર્યો સ્થંભમાં વાસજી;
ન્હોર વધારી હીરણ્યાકંસ માર્યો, રઘુકુળમણિ શ્રી રામજી.
મણિમુગટ શિરપર, કાને કુંડલ, અંગ પિત વિભુષણં;
શ્યામ અંગ સુશોભિત વર્ણં, રઘુકુલમણિ શ્રી રામજી.
ધનુષ્યબાણ સોહિત હોય કર, અસુર દુષ્ટ નિકંદનં;
સુર કારણ વનગમન કીનો, રઘુકુલમણિ શ્રી રામજી.
શેષ શારદ રટત નિશદિન, ધરત ધ્યાન શિવ સદા;
નિગમ નેતી કહી ગાવત, રઘુકુલમણિ શ્રી રામજી.
ગોકુલ પ્રગટયા ભૂભાર હરવા, ભક્તોનાં કર્યાં કામજી;
વસુદેવ દેવકીને સુખ આપ્યાં, રઘુકુલમણિ શ્રી રામજી.
પરિબ્રહ્મ રૂપ અનુપ સુંદિર શ્યામ, મુજ અંતર વસ્યા;
કામ ક્રોધથી પાવન કરો, રઘુકુલમણિ શ્રી રામજી.
સીયારામ લછુમન ભરત શત્રુધન, અંજનીસુત હનુમાનજી;
શરણ રાખો દીન જાણી, રઘુકુલમણી શ્રી રામજી.

(સોરઠો)

કરૂણા કરો કીરતાર, કૌશલ્યા સુત અવધપતિ,
ચરણ કમલમાં પ્રીત, સદા રાખો એવી મારી મતિ.

(દોહરા)

મંદ બુદ્ધિ હું શામળા, આવ્યો તારી પાસ,
બુડતાં બાંહ્ય ગ્રહાવજે, એવી મારી આશ.
ચૌદ ભૂવનનો નાથ તું, સર્વ દેવનો દેવ,
શિવ વિરંચી શક્તિ સહિત, કરે તમારી સેવ.
અકળ ગતિ છે ભૂધરા, શ્રીપતિ સુંદિર શ્યામ,
નામે અધિક ઓધારીઆ, જયજય જય સુખધામ.
નિરાકાર સાકાર તું, તારો સઘળે વાસ,
કરે ભજન જે તાહરૂં, મીટે જનમકો ત્રાસ.

સીયાવર રામચંદ્ર કી જય! વૃંદાવન કૃષ્ણચંદ્રકી જય!

એ પ્રમાણે દ્વારિકાધીશ રણછોડરાયની સ્તુતિ કરી ગોમતીજીને કાંઠે આવી શાન્ત ચિત્તે ભજન કરવા લાગ્યા :

ભજન ( રાગ : ગરવો દાતર ગીરનારી)

ભેદ ભરમના મારી ભાગી રે, મનુવો મારો વેરાગી રે વેરાગી–૧
કુટુંબ કબીલાની કુડી છે માયા રે, તુરત મેં જોયું જાગી રે–મનવો.
ત્રિવેણી ઉપર તાર મેલાયા, ઝલમલ જોતમાંય જાગી રે,
ઇંગલા પીંગલા સુષમણા ઉપરે, અનહદ નોબત વાગી રે–મનુવો.
ખીમ ને ભાણ રવિ રમતા રામા, અરસપરસ અનુરાગી રે,
ત્રીકમદાસ સંત ખીમનાં ચરણાં ચરણકમલમાં લે લાગી–મનુવો.

હવે સમુદ્રમાં હોડું ચાલ્યું આવે છે. તેની સ્થિતિ શું થઇ તે સાંભળો.

જ્યારે મધ્ય સમુદ્રે હોડું આવ્યું, ત્યારે સાધુની અવજ્ઞાથી કુદરતી કોપ થયો. વા-વંટોળ થઇ તોફાન થયું, ત્યારે અંદર બેઠેલા માણસો ત્રાસ પામવા લાગ્યા. સર્વના મનને થયું કે આજે પ્રાણની હાની થશે. વિચાર કરે છે, પણ કંઇ સુઝતું નથી. ત્યારે તેમાં એક પ્રભુભક્ત હતો તે કહેવા લાગ્યો કે હે ભાઇઓ ! માનો યા ન માનો, પણ સાધુઅવજ્ઞાનું આ ફળ છે. સાંભળો ત્યારે, રાવણે તેમના ભાઇ વિભિષણ (ભકતરાજ) જેવા તથા મહાવીર હનુમાનજી જેવાનું કહેવું નહીં માનતાં, ઉલટું તેમનું અપમાન કર્યું તેનું શું ફળ આવ્યું તે શ્રવણ કરો.

(મહાત્મા તુલસીદાસજીનાં વચન)

દોહો— સાધુ અવજ્ઞા કર ફલ એહી.
જરહીં નગર અનાથ કર જેહી

જેમકે લંકાપુરી કોઇ અનાથ નગરની પેઠે બળવા લાગી. માટે હે ભાઇઓ ! પ્રાણનો બચાવ કરવો હોય તો બેઠેલા સાધુ પાસે જઇ ક્ષમા માગો. આ વચન પરથી સઘળા એકઠા થઇ જ્યાં મહાત્મા (સાધુ) રવિ સાહેબ બેઠેલા છે ત્યાં આવી હાથ જોડી માફી માગવા લાગ્યા.

(રાગ બનજારો)

સંતો આજ અરજ ઉર ધારો, અમને સમુદ્ર પાર ઉતારો—ટેક
અલ્પબુદ્ધિથી કંઇ નવ જાણ્યું, હાથે કરી આ મૃત્યુ આણ્યું,
હવે આવ્યો ડુબ્યાનો વારો, અમને સમુદ્ર પાર ઉતારો—સંતો૦

કરો કૃપા અમે અજ્ઞાન હવે મૂક્યું મન અભિમાન,
ગુરૂ મારો કે ભલે તારો, અમને સમુદ્ર પાર ઉતારો—સંતો૦
કદિ કરશું નહિ સાધુ અવજ્ઞા, મળી શિખામણુ થયા મગ્ન,
હવે ક્રોધ આપ નિવારો, અમને સમુદ્ર પાર ઉતારો—સંતો૦

એમ માફી માગી સર્વે જણાએ નમન કર્યું. ત્યારે સંતોને દયા આવીને તે કહેવા લાગ્યા.

**ખીમસાહેબ તથા રવિસાહેબ**—હે ભાઇઓ! પ્રભુએ નારદજીને ઉપદેશ કરતી વખતે કહ્યું છે કે,

સંતસે અંતર મોહે નાંહી નારદજી! સંતસે અંતર મોહે નાંહી.

તો તેવા સંતની તમો નિંદા કરવા લાગ્યા. તેનું આ ફળ મળ્યું. હવે તમો સુખેથી જાઓ. ગુરૂ કૃપાથી સર્વે સારૂં થશે.

( રાગ ગીતી )

સુખ રૂપે સૌ જાઓ, રામ નામ ને કૃષ્ણ મુખે કહેશો,
કાર્ય સર્વનાં સરશે, ગુરૂકૃપાએ પાર ઉતરશો

આવાં આશીર્વચનો સાંભળી સર્વ સંતોષ પામ્યા ને પોતપોતાને સ્થળે બેઠા. પ્રભુકૃપાથી ને મહાત્માના વચનથી સુખરૂપે સામે કાંઠે પહોંચ્યા. નીચે ઉતરી ગોમતીજીમાં સ્નાન કરવા જાય છે, ત્યાં ત્રીકમસાહેબને ભજન કરતા જોયા. સર્વ મનુષ્યોએ આવીને નમસ્કાર કરી માફી માગી.

**ત્રીકમ**—ભાઇઓ! ગુરૂ પાસે ક્ષમા માગો. સર્વ પ્રતાપ એમનો જ છે.

**ખીમ સાહેબ તથા રવિ સાહેબ**—ત્રીકમ! ધન્ય તારી ભક્તિને.

**ત્રીકમ**—મહારાજ! ધન્ય ગુરૂના ચરણને.

એમ ગુરૂને ઉપમા આપી સર્વે સંતો ભજન કરતા ચાલ્યા જાય છે.

દ્વારિકાંધીશ રણછોડરાયનાં દર્શન કરી એકાદ રોજ ત્યાં રોકાઇ, ગિરનાર તરફ જવા નીકળ્યા. ગુરૂગાનનું વર્ણન કરતા કરતા ગિરનાર પહોંચ્યા. દામોકુંડ, રેવતીકુંડ વગેરેમાં સ્નાન કરી ગિરનાર પર મહાત્મા યોગેશ્વર, ગુરૂ દત્તાત્રયના દર્શનાર્થે ચાલ્યા જાય છે. જતાં જતાં ત્રીકમ સાહેબ ગિરનારના મહીમાનું વર્ણન કરવા લાગ્યાઃ

(ભજન)

તારો ભરોસો મને ભારી, ગરૂવો દાતા ગીરનારી રે ગીરનારી-ટેક.

ઉંચો છે ગરૂવો ને, નીચે છે જમીયલ,
વચમાં ભાવેશ્વર ભારી—એવો ગરૂવો૦
નીલીઉં ને પીળાઉં પીર ધજાયું ફરૂકે,
ધોળી ધજા પર જાઉં વારી—એવો ગરૂવો૦
અઢાર ભાર વનસ્પતિ બિરાજે,
ફોરૂં દીસે છે ફુલવાડી—એવો ગરૂવો૦
દેશ પરદેશના યાત્રાળુ આવે,
નમણું કરે છે નરનારી—એવો ગરૂવો૦
ત્રીકમદાસ સંત ખીમને ચરણે,
ચરણુ કમલ બલિહારી—એવો ગરૂવો૦

એમ ગિરનારની લીલાનું વર્ણન કરતા કરતા તળેટી પર ગુરૂના ચરણુમાં જઇ પહોંચ્યા. સર્વ સંતોએ સ્તુતિ કરવાનો આરંભ કર્યો :

દાસનો તારણુહાર, યોગેશ્વર દાસનો તારણુહાર.
પ્રીતિ થકી તારે શરણે આવે તો, તારી ઉતારો ભવ પાર-યોગેશ્વર૦
હિન્દુ મુસલમાન સર્વે નમે છે, મહીમા અપરંપાર-યોગેશ્વર૦
વિધી વિષ્ણુ શિવજી દેવા, તેહ તણા છો અવતાર-યોગેશ્વર૦
સદ્બોધ કીધા સર્વ ઠેકાણે, સમજાવ્યો શાસ્ત્રનો સાર-યોગેશ્વર૦

સર્વે સ્તુતિ કરીને શીતલ છાયા તળે બેસી ધ્યાનમાં આરૂઢ થયા. પછી ધ્યાનથી મુક્ત થઇ બેઠા. પણ ત્રીકમ સાહેબના જોવામાં આવ્યું કે મારા દેહનો અંત નજીક આવ્યો છે, પણ મેં મુસ્તક ગુરૂ દ્વારમાં એટલે રાહપર મધ્યે દરિયાસ્થાન વિષે અર્પણ કરેલ છે. માટે મારે રાહપર મધ્યે સમાધીસ્થ થવું જોઇએ. હે પરમાત્મા! ધર્મસંકટ પડ્યું. તારે શરણે છું. આમ કહી ગુરૂને હૃદયને વિષે યાદ કરી, સ્તુતિ કરવા લાગ્યા :

(ભજન)

મારી કાયા બેડી કળુજવા લાગી રે, ગુરૂજી મને તમે પાર ઉતારો;
ખીમ ને ભાણુ, રવિ નામ ગુરૂજી, ગુરૂજી આનું બિરુદ તમારો-મારી.

હેતે કરીને હરિરસ ઉપજ્યો, ગુરૂજી એસો ધર્યો અવતારો;
પવન પાણીમાં ગુરૂ તમે પરમેશ્વર, સૌને સરજનહારો—મારી૦
સ્થાવર જંગમમાં ગુરૂ જળસ્થ રહો છો, સરોવર ભરીએલ સારો;
કરતા હરતા ગુરૂ જળસ્થ રહો છો, સ્વામી સરવથી ન્યારો—મારી૦
ઠાલા ભરો છો ગુરૂ ભર્યા ઢોળો છો, અકળ ખેલ છે તમારો;
પતીત પાવન અધમ ઓધારણ, સાચો શરણુ તમારો—મારી૦
ગુરૂમાં ગોવિંદને ગુરૂમાં દેવા, અરસપરસ એક તારો;
વચન સ્વરૂપી સ્વામી હમારા, ઘટોઘટ બોલણહારો રે—મારી૦
કાળને ક્રોધ માંહી જોર કરે છે, ગુરૂજી દુઃખ દેણાને વારો;
હદીઆ બીચ અધર આતમો, તમે મારે મોલ પધારો—મારી૦
આદિ પુરૂષ તમે અવિનાશી, રોમે રોમે રણુંકારો,
ત્રીકમ સાહેબ ખીમનાં ચરણાં, ગુરૂજી અબકી વેળા ઉગારો—મારી૦

ભજન પુરૂ થયું કે હૃદયમાંથી અવાજ થયો કે શાન્તિ કર, ગુરૂચરણમાં વાસ કરીશ.

એ પ્રમાણે થતા શબ્દો સાંભળી ત્રીકમ સાહેબ બહુ જ ખુશી થયા. તે ભવેશ્વરમાં ગુરૂ ખીમસાહેબ તથા રવિ સાહેબ સાથે બેસીને શાંતિથી ભજન કરે છેઃ

### ભજન

આવીને અલખ જગાયો,
અમારે મોલે ઉત્તર દિશાથી એક રમતો જોગી આવ્યો જી—ટેક
હાંરે વાલા સત કેરી સુઇ, શબદ કેરા ધાગા જી–જી.
ખલકો ખૂબ બનાવ્યો,
અમારે મોલે ઉતર દિશાથી એક જૂનો જોગી આવ્યો જી–૧
હાં રે વાલા ખીમ ને ભાણુ, રવિ રામ કબીરા–જી–જી
અરસ પરસ દરશાયા રે,
અમારે મોલે ઉતર દિશાથી એક રમતો જોગી આવ્યો જી–૨
ગુરૂજી મારા પીળાં રે પિતામ્બર, વાઘા સોઇએ–જી–જી
કેસરી તીલક બીરાજે રે,
અમારે મોલે ઉત્તર દિશાથી એક જૂનો જોગી આવ્યો જી–૩

વાલા મારા ભરમ ગુફામાં, આસન વારીઆં રે-જી-જી
અનહદ નાદ સૂનાયો,
અમારે મોલે ઉત્તર દિશાથી એક બાલુડો જોગી આવ્યો-જી-જી-૪
વાલા મારા ઇ તો જોગીડાને, જરા મરણુ નાંહી રે-જી-જી
નથી આવ્યો ને નથી જોયો રે,
અમારે મોલે ઉત્તર દિશાથી એક રમતો જોગી આવ્યો-જી-જી ૫
વાલા મારા ત્રીકમદાસ, સંત ખીમનાં ચરણાં રે-જી-જી
હરખી નિરખી ગુણુ ગાયો રે,
અમારે મોલે ઉતર દિશાથી એક જૂનો જોગી આવ્યો રે-જી-૬

ભજનની ધુન લાગી રહી છે. હજારો માણુસો એકચિત્ત શ્રવણુ કરે છે. સંતો બેઠેલ હતા ત્યાં એક આંબલી હતી તથા ઓટો હતો, જે આજે પણુ ત્રીકમ સાહેબના નામથી પ્રસિદ્ધ છે, ને જગ્યા બંધાઇ છે. ત્યાં મેળો પણુ થાય છે.

ભજન પુરૂ થયું. પ્રસાદી લઇ ગુરૂ દત્તાત્ર્યને નમસ્કાર કરી ત્યાંથી ચાલી રાહપર પહોંચ્યા. ત્રીકમ સાહેબ હમેશાં તનમનથા ગુરૂની સેવા કરે છે:

(રાગઃ ત્રીતાલી ચોપાઇ)

સેવા કરે છે ગુરૂની હમેશ, કામક્રોધ તો નથી જેને લેશ;
પાય પલોટે છે રૂડી રીતે, બ્રહ્મજ્ઞાન મેળવવામાં પ્રીતે.
પ્રભુમાં ભક્તિ છવાઇ છે પૂરી, ગુરૂ કૃપાથી નથા કાંઇ અધુરી
કરતાં ભજન દિવસ ચાલ્યા જાય, તેથી સંતોનાં મન હરખાય,
ટળ્યું અજ્ઞાન તણું તો અંધારૂં, સૂઝયું મુકિત તણું એક બારૂં;
વ્યાપ્યો હૃદયમાં અતીશે પ્યાર, કરવા ધુન થયા તૈયાર.

ગુરૂ સ્મરણુ તથા પ્રભુભક્તિના પ્રતાપે અજ્ઞાનતાનું અંધારૂં ટળી ગયું. જ્ઞાનરૂપી સુર્ય પ્રગટ થયો, હૃદય ખુલી ગયું. પ્રેમમાં આવી પાછા ભજન કરવા લાગ્યાઃ

(ભજન)

ધરરે અધરસે અવાજ કૈસા હોનાજી, બીન દારૂસે ઉડાનારે-ધરરે-અધર
નહીં બંદુક વા કું ગજ પણુ નોતાજી, વિના ગોલીએ મારી લેતારે-ધરરે-અધર

કોણ નર ભરતા ગુરૂ કોન ઉડાતા, કોન નિશાન ઠેરાતા હે—ધરરે—અધર
સોહં ભરતા હોતા સોહં ઉડાતા હે, નીરભે નિશાને ઠેરાતા હે—ધરરે—અધર
એનો અવાજ કોઇ જ્ઞાની નર સુનતા હે, સમજ સમજ સુખ પાતા હે—ધરરે
ત્રીકમદાસ સંતો ખીમ કેરાં ચરણાં રે અનુભવસેં ઓળખાતા હે—ધરરે

આવી વાણી ત્રીકમ સાહેબના મુખની સાંભળી ગુરૂ ઘણા ખુશી થયા ને કહેવા લાગ્યા: હે ત્રીકમ! તારી વાણીથી અમો સંતોષ પામ્યા છીએ. તેં ગુરૂસેવા બરાબર બજાવી છે. તેમાં જરી પણ ન્યુનતા રાખી નથી. માટે જા, સર્વે સ્થળે ફરી ભકતોને સદુપદેશ કરજે ને સ્થાન બાંધજે.

ગુરૂ ખીમસાહેબ—સાંભળ.

(રાગ: લાવણી દક્ષિણી)

ધન્ય ત્રીકમ તને, ધન્ય તારી ભક્તિ રે
કરશો સેવા મળશે મેવા, સુખ દેવા, મુક્તિ લેવા
આપું છું આશીશ રે—ધન્ય ત્રીકમ તને. ૧

અન્તે આવીને, કરજે આંહી વાસ રે,
ન પડે દુખ થાય સુખ. શોભે કુખ, કહું છું મુખ,
અંતરની છે આશ રે—ધન્ય ત્રીકમ તને.

ગુરૂના પ્રેમ સાથે આશીર્વચનો સાંભળી ત્રીકમ સાહેબ સંતોષ પામી કહેવા લાગ્યા:

(રાગ લાવણી: મુજ ઉપર ગુજરી)

સુણી અતી શિખામણ, થયો છું નિર્ભય મન,
કરૂં સંત ચરણની સેવ, આપને ધન્ય.

મળ્યું આપ કૃપાએ, ભક્તિનું પુરૂં જ્ઞાન,
કરી કૃતાર્થ દાસને, જણાવીયું નિજ નામ.

આજ્ઞા આપની સારી, શિરે ચડાવું મારે,
પુરા પ્રેમ ભાવથી આવ્યો છું શરણુ તુમારે.

એક પ્રશ્ન પૂછું છું, જો આજ્ઞા હોય તમારી,
કઇ જગોએ બાંધવું સ્થાન, સદા સુખકારી.

મહારાજ ! આપે આપેલી આજ્ઞા અને આશીશ હું મારા શિર પર ચડાવું છું. પણ મારે ભક્તિ માટે આશ્રમ કયે સ્થળે બાંધવો, તે કૃપા કરી જરા જણાવો તો સારૂં.

ખીમ સાહેબ-ત્રીકમ ! સાંભળ.

(ગીતી)

ગામે ચિત્રોડ જાજે, મલશે તુજને ત્યાં દૈવી શંખ,
આશ્રમ ત્યાં જઇ કરજે, માયાનો ત્યાં નહીં રહે અંશ.

બહુ સારૂ. એમ કહી સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી ગુરૂ આશીશ લઇ મહાત્મા રવિ સાહેબ પાસે રજા લેવા ગયા પ્રણામ કરી રજા માગી.

રવિ સાહેબ—ત્રીકમ ! ગુરૂસેવા કરી પ્રભુસ્મરણમાં શાન્તિથી વખત ગાળજે. માયાનો લેપ થશે નહીં. હું આશીશ આપું છું.

આમ કરીને વળી કહ્યુ કે હે ત્રીકમ ! હું બોધના બે બોલ કહું તે સાંભળ :

(સાખી)

સત ગુરૂ કા પરતાપ સે, ખોજો પિંડ પરમાણુ,
પરમ શૂન્ય મેં પરમ તત્વ હે, દરસ્યા ગુડા હે નિશાન.

ખીમ સાહેબ—હે ત્રીકમ ! તને પ્રભુભક્તિનો પૂરો પ્રભાવ છે. એટલે ભક્તિના પ્રતાપે માયા બાધ કરી શકશે નહીં. હમેશાં નિરભિમાની રહી ભક્તિ કરવી, એ સાધુનો ખરો ધર્મ છે, તે માટેનું ભજન કહું તે સાંભળ:

(ભજન)

માન બડા મેવંતા, માન સબકું મારે—ટેક.
માને રાવણ રાજ ગૂમાયા, માને દુર્યોધન દુઃખ પાયા,
માને હીરણાકંસ અથડાયા, જનમ અફળ એ હાર્યા–માન–૧
માને મુરખ ફરે મતિહીણા, સેવા સમરણ કછુ એ ન કીના,
મોહ માયાસે રહત આધીના, તેને સતગુરૂ કેમ તારે–માન.

માન ન કીજે બાલક મેરા, તાસે કાજ સરે નહિ તેરા,
તબ તેરા નિસ્તારા હોગા, એક નામ નિરધાર–માન.
માને કૈંક કલંધર હાર્યા, કોઇ કોઇ હંસનીકસ ભર્યે નારા,
ભાણુ સંતગુરૂ લીની સંભારા, ખીમ કહે અબ આયા આરા–માન.

હે શિષ્ય હવે વિશેષ કહેવા કંઇ જરૂર નથી. એમ કહી તે બંધ થયા ત્યારે ત્રીકમ સાહેબ ગુરૂથી જુદા પડતા જાણી બે હાથ જોડી ગુરૂ ખીમ સાહેબને તથા રવિ સાહેબને વિનયથી નમન કરી કહેવા લાગ્યા.

ત્રીકમ સાહેબ— (રાગ : પીતાજી આ કોપ)

ગુરૂજી અમારા પ્રણામ છે આજ, ફરીને આવું કયારે દરશન કાજ,
તમ ચરણુની ઘણી મને આશ, દીન જાણી કરશો કુબુદ્ધિનો નાશ.
અવગુણ મારા ન ધરશો મન, છોડીને જતાં આપને કમ્પે છે તન,
માગું વચન સદા રહેશો પાસ, રૂદીએ રૂહી મમ પુરશો આશ.
આપી બોધ ઉગાર્યો આ બાળ, નિત્ય લેશો આ સેવકની સંભાળ,
સદા પ્રીતથી આપ સેવા કરૂં, આપો ગુરૂ આજ્ઞાને શિર પર ધરૂં.

મહારાજ ! આપના ચરણથી છૂટો પડતાં આ દાસને ઘણી દીલગીરી થાય છે. પણ આપની આજ્ઞાનુસાર વરતવું એ મારી ફરજ છે. આપે આજ્ઞા કરી તે હું માથે ચડાવું છું ને જગન્નિયંતા પરમેશ્વર પાસે એટલું જ માગું છું કે આપ મહાત્માઓનાં દરશન મને વારંવાર થાઓ એવી મારી પ્રાર્થના છે. એટલું જ નહીં પણ અંતે ગુરૂચરણમાં વાસ કરૂં:

આમ કહી તે ગુરૂચરણમાં પડયા. ગુરૂ ખુશ થયા અને આશીશ આપી કે તારી ધારેલી મુરાદ ગુરૂકૃપાથી સઘળી પુરી થશે. અમારૂં વચન છે.

ગુરૂ ખીમ સાહેબ તથા રવિ સાહેબ—

( રાગ : સુણો દશરથ અમારી વાત )

તને આશીશ આપીએ ભાઇ, માયાનો લેપ ન લાગે કાંઇ–ટેક
રાખીશ મન દ્રઢ તો સદા પાસ, દયાલુ પ્રભુ પુરે તુજ આશ,

કહું ગુરૂભકતનો મહીમાય, બોલેલું વચન મિથ્યા નહીં થાય.
સમરણ તારૂં થશે નકી જાણ, તે તો પામશે પદ નિરવાણ–તને૦
અંતે જઇશ તું મોક્ષને દ્વાર, હૃદય ધરજે સદ્‌ગુરૂનો સાર.

ત્રીકમ સાહેબ—ધન્ય મહારાજ ! દાસ પર આવી દયા જોઇ હું અત્યંત આપનો આભારી થયો છું, અને તેવી જ કૃપા રહેવા પરમ દયાલુ પરમાત્મા પાચે મારી સદાને માટે પ્રાર્થના છે.

ત્રીકમ સાહેબ—

(રાગ: નાથ કૈસે ગજકો બંધ છુડાયો)

ગુરૂએ આપી આશીશ નિર્ભય કીધો, બળતા દવથી ઉગારી લીધો–ગુરૂ. ટેક
પ્રેમ વચન સુણ્યા આપનાં જ્યારે, મગ્ન થયું મન મારૂં,
સંત શિરોમણી ગુરૂ છો દયાલુ. ટાળ્યું લક્ષ ચોરાસીનું બારૂં–ગુરૂ.
પરોપકારી છો અદ્દભુત જોગી, અકળ કળા છે તમારી,
અમે અજ્ઞાની છીએ આપનાં બાલક, મતિ નહિ પોંચે અમારી–ગુરૂ.
સંતની કૃપા થઇ જેને પુરી, તેને કરે શું યમરાજ,
માટે ગુરૂનું શરણ ગ્રહાવો, બીજાં સર્વે મૂકી કાજ–ગુરૂ.
મ્હેર કરી મુજ ઉપરે પૂરી, રાખી નથી હવે ખામી,
સંભળ લેજો સદા સેવકની, નમું છું હું મસ્તક નામી–ગુરૂ.

ખીમ તથા રવિ (રાગ ગીતિ)

મ્હેર કરશે દીનોનાથ. તારી વૃત્તિએ સુધરશે સૌ કાજ,
દીનોનાથ દયાલુ, ગરીબ સેવકની સદા રાખશો લાજ.

ત્રીકમ સાહેબ દંડવત પ્રણામ કરી ત્યાંથી ચિત્રોડ તરફ ચાલવા લાગ્યા. રસ્તે ચાલતાં ભજન કરવા લાગ્યા.

( ભજન )

લખી દીઆ પરવાના, મેરા સંતગુરૂ લખી દીયા એસા પરવાના,
તેરા અગમ પંથ નિરવાણા. મેરા સાહેબ લખી દીયા એસા પરવાના, ૧
નાભીકમલથી ઉલટયો આવે વાલા, ગગન ધુન ધર જાના—મેરા.
ઇંગલા પીંગલા સુષમણા સાધી વાલા, ત્રીવેણી તાર મિલાયા—મેરા.

નામ નિરંજન તેજ અપારા વાલા, ટકીઆ ત્યાં જઇ ઠરાણા—મેરા.
ખીમ ભાણુ રવિ રમતા વાલા, અરસ પરસ દરશાના—મેરા.
સંતગુરૂ સન્મુખ સામા મળીઆ વાલા, સેજે શુનમાં સમાણા—મેરા.

(મરાઠી સાખી)

ખીમ ગુરૂનો ઉપદેશ લઇને, કીધું તીર્થાટન,
વિના જહાજે પાર ઉતરીઆ, ભાવ્યા સંતોને મન,
દેશ વિદેશે માન- પામ્યા શાન્તિ સ્થાન.

તિર્થાટન વર્ણન નામનો વિષય ૩જો

: સમાપ્ત :



## ચિત્રોડમાં વાસ

આમ ભજન કરતા કરતા, રાપર અને ચિત્રોડ વચ્ચે વિથરોઇ કરી ગામ છે, તેના પાદર આવી પહોંચ્યા. ત્યાં કને એક જાણવા જેવો બનાવ બન્યો તે સાંભળો:

(રાગ લાવણી)

આંહી ભક્ત એક છે પૈસાપાત્ર ભરવાડ,
કરે પ્રભુની ભક્તિ મેલી માયાનો જાળ;
વળી સ્ત્રી પુરૂષને ભજે છે શ્રી ગોપાલ,
સાય શામળીયો છે, આંગણે એક છે બાલ,
એક સમય સાધુઓ જમાડવા કીધું મન,
આપી ભોજન દુવરધી ઘણું ખરચીને ધન.
કરી ઉતમ રસોઇઓ સારાં બનાવ્યાં શાક,
શીરા પુરી શેવડી સાથે સુંદિર દુધપાક.
થઇ ભોજન તૈયારી સૌને આનંદ મન,
સૌ ભેળા થઇને ભગતને કહે ધન્ય ધન્ય.

આંહી કને પ્રભુ ભકત એક પૈસાપાત્ર ભરવાડ રહેતો હતો. બન્ને માણુસો ઇશ્વરભક્તિમાં વખત ગાળતાં. ઇશ્વરકૃપાએ તેમે ઘેર એક દસ વર્ષનો પુત્ર હતો. એક વખત તેણે સાધુઓને ગામ તથા બહારથી બોલાવી જમવાનું આમંત્રણ આપ્યું. સાધુઓ સર્વે આવી ગયા. ઉત્તમ પ્રકારની રસોઇ બનાવી છે. ભગત સ્નાન કરવા માટે બહાર ગયા. તળાવ પાસે જૂએ છે તો ત્રીકમ નામના સાધુ ચાલ્યા

આવે છે. સાધુને જોઇ ભગત ખુશી થયા. પ્રણામ કરી કહેવા લાગ્યા કે :

**ભરવાડ—** ( રાગ : દક્ષિણી લાવણી )

સાધુ ભલે મલ્યા, પધારો મમ ઘેર રે,
મારે મન, થયો આનંદ, ધન્ય ભાગ્ય માહેરૂં,
કરો કૃપા માહારાજ રે—સાધુ ભલે મલ્યા. ૧
નિરખી આપને, અંતર હરખાયું રે,
થયું સુખ, ગયું દુઃખ, ભાંગી ભૂખ ભવતણી.
નિરખી તમ દેદાર રે—સાધુ ભલે મલ્યા. ૨
વિલંબ નવ કરો, ભોજન છે તૈયાર રે,
દાસ સ્થાપો, વચન આપો, કષ્ટ કાપો બાળનું,
હૃદયમાં છે પ્રેમ રે—સાધુ ભલે મલ્યા. ૩

હે મહાત્મા ! આપના દરશનથી મને ઘણો આનંદ થયો છે. આપની મુખાકૃતિ જોતાં કોઇ ખરા મહાત્મા હો એવું જણાય છે. આ દાસ પર દયા લાવી પતીતનું ઘર પાવન કરવા પધારો. મારે ત્યાં આજે સાધુઓને જમવાનું આમંત્રણ છે. રસોઇ તૈયાર છે. એટલે સત્વર પધારો તો સારૂં.

**ત્રીકમ સાહેબ**—હે ભાઇ ! હું તો ચમાર લોકોનો સાધુ છું.

**ભરવાડ**—હે મહારાજ ! મારે આપ કઇ જ્ઞાતિના છો તે જાણવાની જરૂર નથી. ગમે તે હો, પણ તમે કોઇ પૂરા પુરૂષ છો તેવું જણાય છે. માટે કૃપા કરી 'પધારો.

**ત્રીકમ સાહેબ**—ભલે ભાઇ, ત્યારે જેવી તારી ઇચ્છા.

આંહી ત્રીકમ સાહેબ તથા ભરવાડ ઘેર જવા તયારી કરે છે ને ભરવાડને ઘેર તેના પુત્રને ઓચિંતી વાયુની ચકરી આવવાથી તે નીચો ઢળી પડયો. પડતાંની સાથેજ પ્રાણ નીકળી ગયા પુત્રની દશા જોઇ તેની માતુ કલ્પાંત કરવા લાગ્યાં. થોડીવાર થઇ ત્યાં ભરવાડ તથા સાધુ ત્રીકમ સાહેબ આવી પહોંચ્યા. જુએ છે તો સ્ત્રી અંદર રૂદન કરે છે. તે જોઇ ભગત અંદર જઇ પૂછવા લાગ્યા: હે સ્ત્રી ! કેમ રૂદન કરે છે !

સ્ત્રી—હે સ્વામીનાથ! દૈવી કોપ થયો. આપણો પુત્ર રમતો રમતો ભોંય પર પડી ગયો ને ઓચિંતો પરલોકને પામ્યો. હાય હાય, હવે શું કરવું?

ભગત—હે સ્ત્રી, આ સમય રૂદન કરવાનો નથી કારણ કે સંતસેવાનો લાભ મેળવવો મુશ્કેલ છે. તેનો અને આપણો સંસાર-સંબંધ હતો, ત્યાં લગી તે રહ્યો. સંબંધ પૂરો થયો કે તે ચાલ્યો ગયો. તેમાં સુખ શું અને દુઃખ શું? બનવાકાળ તે બન્યા જ કરે છે. હવે તે સજીવન થઇ બેઠો થવાનો નથી. માટે ફોકટ કલ્પાંત કરવો નહીં. જમવા આવેલા સાધુઓ આપણે ત્યાંથી એમજ જશે તો આપણી અપકીર્તિ થશે અને ભક્તિને લાંચ્છન લાગશે. માટે તેને હાલે એમ જ રહેવા દઇ પડેલા શબ પર વસ્ત્ર ઓઢાડી તું સ્નાન કરી આવ. પોતાના પતિના કહેવા મુજબ સ્ત્રી પુત્રને સરખો સૂવાડી ઉપર એક સફેદ વસ્ત્ર ઓઢાડી સ્નાન કરવા ગઇ. સ્નાન કર્યા બાદ ઘેર આવી સર્વ સાધુઓને જમવા બેસાડયા.

ત્રીકમ સાહેબે પેલી સ્ત્રીને રૂદન કરતાં સાંભળી હતી. પછી સ્નાન કરવા જતી પણ જોઇ. તેમ તેની મુખાકૃતિ પણ નિરાશ હોય એમ જોવામાં આવી. ત્યારે ત્રીકમ સાહેબે પેલા ભરવાડને પૂછ્યું કે હે ભાઇ! તમારે સંતાનમાં શું છે?

ત્યારે ભરવાડે કહ્યું: મહારાજ! મારે એક પુત્ર છે.

ત્રીકમ—ત્યારે પુત્રને અહીં બોલાવી લાવ.

ભરવાડ—મહારાજ! આ વખતે તો તે સતેલો છે. આપ જમી લ્યો, પછીથી હું તેડી આવીશ.

ત્રીકમ—એ બાલકને મારી પાસે લાવ્યા પહેલાં હું જમીશ નહીં.

ભરવાડ—મહારાજ! તમારૂં કહેવું સત્ય છે. પણ તે બાલક અજાણ્યા પાસે તાત્કાલિક આવશે નહીં. માટે આપ જમી લ્યો, એટલે પાછળથી તેને સમજાવી આપ પાસે લાવીશ.

ત્રીકમ—તે બાલકને નજરે જોયા સિવાય તારે ઘેર હું જમીશ નહીં. ઇચ્છા હોય તો બોલાવ, નહીંતર ચાલ્યો જઇશ. આમ કહીને તે ચાલવા લાગ્યા.

ભરવાડ તથા સ્ત્રી હાથ જોડી નમન કરી સામાં ઉભાં છે. પણ હૃદય ભરાઇ જવાથી મહાત્મા સામા કંઇ બોલી શકતાં નથી. આંખમાં આંસુ લાવી દીનતાથી કોમળ વચને કહેવા લાગ્યાં કેઃ હે ગુરૂ !

ભરવાડ અને તેની સ્ત્રી--

(રાગ : હાય હાય અરે વિપરીત થશે મારી માતા રે)

મારો પુત્ર ગયો પરલોક ગુરૂજી વ્હાલા રે.
તેનો નવ કરશો કંઇ શોક ગુરૂજી વ્હાલા રે.
એક દુઃખ અતીશય થાય ગુરૂજી વ્હાલા રે.
સાધુ પુરૂષો ભૂખ્યા જાય ગુરૂજી વ્હાલા રે.
મારી ભક્તિનો થાશે ભંગ ગુરૂજી વ્હાલા રે.
જેથી કમ્પે છે મારૂં અંગ ગુરૂજી વ્હાલા રે.
હવે કરવો શ્યો ઉપાય ગુરૂજી વ્હાલા રે.
કરો દાસ પરે દયાય ગુરૂજી વ્હાલા રે.

મહારાજ ! પુત્ર પરલોક ગયો તેની ચિંતા નથી. અફસોસ એ જ કે આપ જેવા સાધુ પુરૂષો અમારા ઘેરથી ભૂખ્યા જશે. માટે દાસ પર દયા લાવીને દુઃખથી મુક્ત કરો તો સારૂં.

ત્રીકમ સાહેબ—હે ભક્ત! ચિંતા ન કર. જુઓ સામેથી બાલક આવે છે.

(રાગઃ તમે હળવા હાલો, ચાલો ચાલો કાશીપુરીના જન) માઢ

તમે શોચ ન કરશો, આંસુ ન ભરશો, ચાલ્યો આવે તુજ બાળ—ટેક
પરલોકે પુત્ર ગયો નથી તારો, થયો નથી તેનો કાળ,
હસતો—રમતો સામે આવે છે, શીદને ચડાવો આળ રે—તમે શોચ. ૧
માતપિતા સામું જોઇ રહ્યાં છે, નિરખ્યો પુત્ર અનુપ.
આવતો દેખી ઉરમાં લીધો, અંતરે પામ્યાં સુખ રે—તમે શોચ. ૨
મૂવેલો પુત્ર જોઇ સજીવન, પડીઆં સાધુને પાય,
પ્રેમે ઉઠીને પ્રણામ કીધા, પિતાને વળી માય રે—તમે શોચ. ૩

મરેલા પુત્રને સજીવન થએલો જાણી સરવે ને અચંબો થયો. ભરવાડ તથા તેની સ્ત્રીના હર્ષનો પાર રહ્યો નહીં. વખતોવખત ઉઠી અતિ પ્રેમથી સાધુને હાથ જોડી નમન કરી કહેવાં લાગ્યાં :

## (રાગ ઢીંઢી)

ગુરૂ તમ પ્રતાપે સર્વ થયું સારૂં, આવી દાસ તણું દુઃખ તમે નિવાર્યું-
ગુરૂ : ટેક

મમ પુત્રને જીવિતદાન આપ્યું, પુરણ પ્રેમ થકી કષ્ટ મારૂં કાપ્યું.
પ્રીત ભક્તિએ કરીશ ભજન પ્યારૂં, ગુરૂ તમ પ્રતાપે સર્વ થયું સારૂં-૧
ગુરૂ જ્ઞાની ને સાચા છો સત્યવાદી, પ્રેમે આરોગો આ દાસની પ્રસાદી,
મને સત્ય શરણુ એક છે તમારૂં, ગુરૂ તમ પ્રતાપે સર્વ થયું સારૂં-૨

હવે અહીં કને પ્રેમથી સાધુભકતો એકઠા થઈ સગાથમાં જમ્યા. જમી રહ્યા બાદ સૌ સૌને સ્થળે ગયા. અને ત્રીકમ સાહેબ ત્યાંથી ચાલી ગામ ચિત્રોડ પહોંચ્યા. દરવાજા પાસે પહોંચતાંની સાથે જ સંત ગુરૂ ખીમ સાહેબના કહેવા પ્રમાણે દૈવી શંખ જોવામાં આવ્યો. જોતાની સાથે જ ઘણો આનંદ થયો. પ્રણામ કરી, શંખનાદ કર્યો. પછી ત્યાં બેસી ગુરૂસ્મરણ કરી, પ્રભુભજન કરવા લાગ્યા.

### ભજન

હાથમાં હીરો તારો તારો ખોવાઇ જાશે, હે ખોવરાઇ જાશે રે.
અંધારામાં અથડાય છે-પ્રભુને ભજો. આતન એળે તારૂં જાય છે ૧.
મારૂં મારૂં કરતાં મરી ગયો મુરખો, હે મરી ગયો મુરખો રે,
ગાફલ ગોથાં ખાય છે-પ્રભુને ભજો, આ તન એળે જાય છે. ૨.
સાધુરે સંતની તેં સેવા ન કીધી, હે સેવા રે ન કીધી રે,
જમ તણો માર ખાય છે-હરીને ભજો, આ તન એળે જાય છે, ૩.
ત્રીકમ સાહેબ ખીમનાં ચરણાં, હે ખીમ તણાં ચરણાં રે
હરિ ભજ્યાની પૂરી હામ છે-પ્રભુને ભજો, આ તન એળે જાય છે. ૪.

આમ ભજન પર ભજન કરી રહ્યા છે, ત્યાં ગામમાં ખબર થતાં લોકોની મેદની એકઠી થવા લાગી અને ખરા ભક્ત જાણી નમસ્કાર કરવા લાગી.

ગુરૂઆજ્ઞા પ્રમાણે ત્રીકમ સાહેબે તે જગાએ એક પર્ણકુટી તરીકે આશ્રમ બાંધી તેમાં નિવાસ કર્યો, ને ભજન કરવા લાગ્યા.

થોડો વખત વ્યતીત થયા બાદ એક શિષ્ય કર્યો. તે પણ ગરૂવા જ્ઞાતીનોજ હતો અને તેનું નામ લખમીદાસ કરીને હતું. ત્રીકમ સાહેબના

શિષ્ય થયા બાદ તેમનું નામ લખમી સાહેબ પડયું. હમેશાં ગુરૂસેવામાં રહી, સ્મરણ કરવા લાગ્યા. ગુરૂકૃપાથી તેઓ સારા સદગુણી ને જ્ઞાની થયા. ત્યારપછી ત્રીકમ સાહેબે બીજા છ શિષ્યો કર્યા તેઓનાં નામ તથા જગ્યાઓ બાંધવાનાં ગામઃ

શિષ્યો સાત. તેમાં પહેલા લખમી સાહેબ. જેઓ ગુરૂ પાસે રહ્યા અને સારી રીતે ગુરૂસેવા બજાવી. બીજા છ શિષ્યોનું વર્ણનઃ

(રાગ : ક્ષત્રી કલંક)

થયા ત્રીકમ શિષ્ય જે સાત, વર્ણન સર્વે તેનું કહું રે
રાખી પ્રભુ ચરણુંમાં આશ, વર્ણન સર્વે તેનું કહું રે
પેલા શિષ્ય લક્ષ્મી કહેવાય, વર્ણન સર્વે તેનું કહું રે
ગુરૂ સેવાએથી ભક્તિ સાચી થાય, વર્ણન સર્વે તેનું કહું રે
દુજા વેલ સાહેબ નામે સંત, વર્ણન સર્વે તેનું કહું રે
ઉંઝા જગ્યા સ્થાપી ભજ્યા ભગવંત, વર્ણન સર્વે તેનું કહું રે
ત્રીજા ભીમ સાહેબ ભકિતમાન, વર્ણન સર્વે તેનું કહું રે
આવ્યા આમરણ કર્યું પ્રભુગાન, વર્ણન સર્વે તેનું કહું રે
ચોથા નથુરામ થયા દાસ, વર્ણન સર્વે તેનું કહું રે
તેણે કર્યો રાધનપુરમાં નિવાસ, વર્ણન સર્વે તેનું કહું રે
પાંચમા પ્રગટયા તુલસીદાસ, વર્ણન સર્વે તેનું કહું રે
ગામ ચોબારીમાં રહ્યા ઘણા માસ, વર્ણન સર્વે તેનું કહું રે
છઠા સીતલદાસ સુખધામ, વર્ણન સર્વે તેનુ કહુ રે
રહ્યા આવી તેઓ રાહપુર ગામ, વર્ણન સર્વે તેનું કહુ રે
શિષ્ય સાતમા થયા છે ધર્મદાસ, વર્ણન સર્વે તેનું કહું રે
રહી પલાસવે પુરી મન આશ, વરણુન સર્વે તેનું કહું રે

એમ સાત શિષ્યો થયા અને તેઓ જુદે જુદે સ્થળે રહ્યા

૧ લખમી સાહેબ–તે ગુરૂ ત્રીકમ સાહેબના ચરણમાં રહ્યા,
૨ વેલ સાહેબ–તે ગામ ઉંઝા મધ્યે જગ્યા બાંધી રહ્યા.
૩ ભીમ સાહેબ–તે ગામ આમરણ મધ્યે જગ્યા સ્થાપી રહ્યા.
૪ નથુરામ–તે ગામ રાધનપુર મધ્યે જગ્યા સ્થ પી રહ્યા.
૫ તુલસીદાસ–તે ગામ ચોબારી મધ્યે જગ્યા સ્થાપી રહ્યા.

૬ સીતલદાસ–તે રાહપર મધ્યે જગ્યા સ્થાપી ગયા.

૭ ધર્મદાસ–તે ગામ પલાસવા મધ્યે જગ્યા સ્થાપી રહ્યા.

ઉપર પ્રમાણે સઘળા શિષ્યોનું સ્થાન સહીત વર્ણન કરવામાં આવ્યું. હવે આ સ્થળે બીજું થોડું જણાવવા જેવું છે, તે સાભળોઃ

ત્રીકમ સાહેબનાં પુત્રી બાઇ ભીનાંબાઇએ પોતાના પિતા ચિત્રોડ આવી આશ્રમ બાંધી રહ્યા જાણી પોતે ગૃહસ્થાશ્રમ છોડી વૈરાગ્ય વૃત્તિથી ચિત્રોડ પિતા પાસે રહ્યાં અને ઇશ્વરભક્તિમાં દિવસો ગાળવા લાગ્યાં. થોડો વખત વ્યતિત થયા બાદ પોતે પ્રાણ મુક્ત થયાં. એટલે તેમની સમાધ પણ ચિત્રોડ મધ્યે સ્થાપી છે.

હવે અહીં પોતાના આશ્રમને વિષે ત્રીકમ સાહેબ પ્રભુ ભક્તિ કરી રહ્યા છે. એક સ્થળે ઘણો વખત થયો જાણી પોતાના શિષ્ય લખમી સાહેબને કહ્યું કે–બેટા! હવે અહીંથી તિર્થાટન કરવા જવાનો મારો વિચાર છે, માટે તું સંગાથમાં ચાલ. એવો વિચાર લાવી બન્ને જણા સિંધ તરફ જવા તૈયાર થયા. ચાલતાં ચાલતાં રસ્તામાં લોદ્રાણી ગામને વિષે આવ્યા. ત્યાં કને શું બન્યું તે સાંભળો :

એક વખત ત્રીકમ સાહેબ આત્મદૃષ્ટિથી એક સાખી પ્રથમ બોલેલ હતા કે :

(સાખી)

રામ લંક પર સંચર્યા અઢાર પદમ દળ સાથ,
ત્રીકમ તેદિ સૈન્યમાં, છડી ધરીને હાથ.

આ શબ્દો લોદ્રાણીમાં એક સાધુએ સાંભળતાં વિસ્મય થઇ તે હમેશાં મનમાં વિચાર કરતો હતો કે ત્રીકમ સાહેબ પોતે બોલ્યા છે કે રામચંદ્રજી લંકા પધાર્યા ત્યારે છડીદાર હું હતો! અરે આવો તે અભિમાની કોણ હશે? તે જો મળે તો તેની પરીક્ષા કરૂં. તે સાધુની જગ્યા લોદ્રાણીને પાદર વાવ પાસે હતી. એ વાવનું નામ ચુલી હતું. હવે ત્રીકમ સાહેબ ચાલતાં તે સાધુની જગ્યા પાસે આવ્યા. સાથે પોતાના શિષ્યો સહિત ભજન કરી રહ્યા છે ચુલી વાવ પાસે આવી સ્નાન કરવાનો વિચાર કરી ત્યાં કને થોડી વાર રોકાયા. ત્યારે પહેલાં તે સાધુની નજરે તેઓ પડયા. અન્યોઅન્ય થતાં જય સત-

ગુરૂ સાહેબનો ઉચ્ચાર કરી, તે સાધુ ત્રીકમ સાહેબને પૂછવા લાગ્યા કે હે મહારાજ! આપને કયે સ્થળે રહેવું, તે કૃપા કરી કહો.

**ત્રીકમ સાહેબ**—સંતો! અમારે ચિત્રોડ રહેવું.

**સાધુ**—ત્યારે મહારાજ! તમે ત્રીકમ સાહેબને જાણતા હશો?

**ત્રીકમ સાહેબ**—હા મહારાજ! ત્રીકમો સંતોનો દાસ અહીં હાજર છે (હું પોતે).

**સાધુ**—ત્યારે તો બહુ સારૂં મહારાજ! આ સાખી આપ બોલ્યા હતા કે:

રામ લંક પર સંચર્યા, અઢાર પદમ દળ સાથ?

**ત્રીકમ સાહેબ**—હા મહારાજ! તે સાખી આ દાસના મોઢાથી જ બોલાયેલ છે.

**સાધુ**—ત્યારે શ્રી રામચંદ્રજીએ લંકાપ્રયાણ કર્યું ને તમો છડીદાર તરીકે સાથે હતા તે વાત બરાબર છે. પણ લંકા જતી વખતે કહેવાય છે કે પાણી પર પત્થરા તાર્યા તે વાત સત્ય છે કે નહિ?

**ત્રીકમ સાહેબ**—હે મહારાજ! તે વાત તો જગપ્રસિદ્ધ છે. તેને જૂઠી કેમ કહેવાય?

તે વખતે ત્રીકમ સાહેબ વાવની અંદર એક પત્થરા પર બેસી સ્નાન કરતા હતા

**સાધુ**—ત્યારે મહારાજ! તે વાત જો સત્ય હોય ને આપ છડીદાર તે વખતે હો, તો અમને કરી બતાવો તો અમે માનીએ કારણ કે કહિ સરવે બતાવે છે, પણ કરી કોઇ બતાવતા નથી. તો સત્ય કેમ માનીએ?

**ત્રીકમ સાહેબ**—ગુરૂકૃપા કરશે તો તેમ પણ બનશે. એમ કહીને જે પત્થર પર પોતે સ્નાન કરતા હતા તે પત્થરાપર બેઠા બેઠા પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા:

(રાગ ધનાશ્રી)

ઉગારો ને મહારાજ, આફત થકી ઉગારો ને મહારાજ.
કરવું ન કરવું સુઝે ન કાંઇ, આવી બતાવો આજ—આફત થકી.
બુદ્ધિ મારી કાંઇએ ન પોંચે, શું કરવું શિરતાજ—આફત થકી.

આપ ચરણુમાં શિષ નમાવું. આવી સુધારશો કાજ–આફત થકી.
આગે સંત તમે અનેક ઓધાર્યાં, ઉતાર્યો પ્રહલાદ–આફત થકી.
સહાય કરો તમે ભુદરા મારી, રાખો બાનાની લાજ–આફત થકી.
સત્ય શરણુ પ્રભુ તારૂં ગ્રહ્યું છે, કરશો ભક્તનું કાજ–આફત થકી.

આમ સ્તુતિ કરી, જે પત્થરા પર પોતે બેઠા હતા, તે પત્થરાને ધક્કો માર્યો: એટલે તે પાણી પર તરતો તરતો ચાલ્યો જાય છે, શરીર પર જળનાં તુંબડાં ભરી ભરી રેડતા જાય છે, અને હૃદયમાં પ્રભુને પણુ યાદ કરે છે.

ત્રીકમ સાહેબ (મરાઠી સાખી)

સારંગપાણી સહાય કીધી, નિર્ભય કીધો દાસ,
કૃપા કરીને દાસ ઉગાર્યા, અંતર છે બહુ આશ
પ્રેમે શિષ નામું–આપ-ચરણુમાં દુઃખ વામું–પ્રેમ શષ.

હે જગન્નિયંતા, પરમ દયાલુ પરમાત્મા! આપને વારંવાર નમસ્કાર છે. આમ કહી મધ્ય વાવે પત્થરા પર બેઠા સ્નાન કરતા જાય છે. આવો આશ્ચર્યકારક બનાવ જોઇ સર્વે વિસ્મય પામ્યા અને નમન કરવા લાગ્યા.

(રાગ બનજારો)

ભુલ્યા ભુલ્યા અમે મહારાજ, કરો ક્ષમા ગરીબને આજ,
અજ્ઞાન હૃદયમાં આણ્યું, જેથી કાંઇ અમે નવ જાણ્યું,
દેખી થાય દીલમાં દાઝ, કરો ક્ષમા ગરીબને આજ,
હવે દાસ આપનો થાઉં, મન માહીં ઘણો મુંઝાઉં,
કહેતાં આવે છે ઘણી લાજ, કરો ક્ષમા ગરીબને આજ.
ધન્ય ધન્ય રામના દાસ, બેઠા છોડી જગની આશ,
કર્યો બ્રહ્મજ્ઞાનનો સાજ, કરો ક્ષમા ગરીબને આજ.
અમે ભૂલ અતીશય કીધી, નવ જાણી આપની સિદ્ધિ,
તમો ખરા રૂપ જોગીરાજ, કરો ક્ષમા ગરીબને આજ,

નમન કરી, માફી માગી, ચરણુમાં પડયા. ત્યારે ત્રીકમ સાહેબ કહેવા લાગ્યા કે હે ભાઇઓ! ગુરૂચરણુ ગ્રહણુ કરો ને ભક્તિ કરો.

## રાગ : સોરઠ ( ઉર પામે છે પરિતાપ )

સાધુ ગુરૂ તણો મહીમાય, સરવે ને કહું રે—ટેક
ગુરૂકૃપાએ કાર્ય સુધરશે, ત્રિવિધિ તાપથી સહેજ ઉગરશે,
આમ ધારીને સ્મરણ કરો ગુરૂદેવનું રે-સાધુ ગુરૂ તણો મહીમાય.
ભલે આકાશ પાતાલે જાઓ, મલશે નહીં સદ્દગુરૂ વિણુ લ્હાવો,
એક ચિત્તેથી ભજો શ્રી ભગવાનને રે-સાધુ ગુરૂ તણો મહીમાય.
સંતસમાગમથી ગુરૂ ભેટે, ભૂધર નહીં રહે તેથી છેટે,
ભવસાગરથી તરી ઉતરવા ચિત્ત ધરો રે, સાધુ ગુરૂ તણો મહીમાય.

સંતો ! ગુરૂકૃપા વડે જે કાર્ય કરવું તે કાંઇ પણ દુર્લભ નથી, એ નક્કી સમજવું. આમ કહી સર્વે સંતોને જય સતગુરૂ સાહેબ કહી, ત્યાંથી ઉઠી ચાલવાનું કર્યું. ત્યારે પેલા સાધુઓ હાથ જોડી વિનયથી કહેવા લાગ્યા : મહારાજ ! ધન્ય ઘડી, ધન્ય ભાગ્ય, જે આ મહાત્માના દર્શનનો અમને લાભ મળ્યો. માટે કૃપા કરી. દાસોપર દયા લાવી આજનો દિવસ આંહી રોકાઇ અમોને સંતોષ પમાડો તો સારૂં.

**ત્રીકમ સાહેબ**—સાધુઓ ! હવે તમો રોકાવાનો જરા પણ આગ્રહ કરશો નહીં અને હું રોકાઇશ પણ નહીં.

સાધુઓ વળી ફરી અતિ આગ્રહ કરી રોકાવા માટે કહેવા લાગ્યા; તો પણ તેમની ઇચ્છા થઇ નહીં, અને ચાલવા લાગ્યા.

**ત્રીકમ સાહેબ**—સાધુઓ ! તમોએ મારી પરીક્ષા કરી. તેને માટે તો ઠીક જ કે ગુરૂ મહારાજે મારી ટેક રાખી. પણ હવે પછી કોઇ સાધુ પુરૂષની આવી રીતે પરીક્ષા કરશો નહીં: હવે તમને વધારે કહેવા ચાહતો નથી. પણ આજથી આ ગામનું અન્નપાણી મારે હરામ છે. કોઇ વખત પણ ગ્રહણ કરીશ નહીં. આ શબ્દો સાંભળી સર્વે સ્તબ્ધ થઇ ગયા અને ક્ષમા કરો, ક્ષમા કરો આમ બોલવા લાગ્યા.

**ત્રીકમ સાહેબ**— (રાગ સીયાનો કનરો)

કરી પરીક્ષા સાધુની આજે, પ્રતિજ્ઞા કરવી પડી તેને કાજે—ટેક.
આ રે સ્થળે મારે અન્ન ન લેવું, હવે રહેવું મને યોગ્ય ન લાગે-કરી પરીક્ષા.

અજ્ઞાનતાથી કાંઇ ઉરમાં ન લીધું, આ કાર્ય સાધુને કરવું ન છાજે—કરી૦
આજ પછી આવું કામ ન કરશો, સાહસથી પ્રભુ રહે છે નારાજે—કામ૦

આમ કહી ત્યાંથી ચાલવા લાગ્યા અને સાધુઓ આવી ફરી ભૂલ ન કરવા માટે નમન કરી ક્ષમા માગવા લાગ્યા અને કહેવા લાગ્યા:

સાધુઓ [રાગ ઉપરનો]

આપ શિખામણ છે સુખદાઇ, કરી પરીક્ષા થયા દુઃખદાઇ—આપ૦
હવે કદિ આવી ભૂલ ન કરશું, ચેતીને ચાલશું હમેશાં ભાઇ—આપ૦
સંતસમાગમથી સુખ પામ્યા, દીલમાં દુઃખ પ્રતિજ્ઞાનું થાય—આપ૦
ફરી દરશન ગુરૂ આપશો ક્યારે? રાખશો રહેમ રહો દીલમાંઇ—આપ૦

એ પ્રમાણે નમ્રતાથી કહી સહુ સહુને સ્થળે ગયા.

ત્રીકમ સાહેબ પોતાના શિષ્યો સહીત ત્યાંથી સિંધમાં જાનમામદ નામનો ટંડો કરી એક શહેર છે તે વિષે આવ્યા. ત્યાં કને એક ચમારને ત્યાં તેમને ઉતારો રાખવાનો હતો. દૈવઇચ્છાએ કરી ત્યાંજ તે ચમારનો છોકરો મરણ પામ્યો હતો અને તેનાં માતપિતા કલ્પાંત કરતાં હતાં.

(રાગ લલિત)

અરર ઇશ્વરા! શું હવે કરૂં, દુઃખ સમુદ્રમાં હું ડુબી મરૂં,
પુત્ર વિયોગથી પ્રાણ જાય રે, હૃદય કમ્પે ને દુઃખ થાય છે;
સુખ ટળી હવે દુઃખ થયું અતિ, શું થશે હવે કાંઇ સુઝતું નથી,
છોડીને પુત્ર તું ચાલતો થયો, રઝળતાં મૂકી અમને ક્યાં ગયો;
આવી નહીં દયા લેશ માત્ર રે, અરર ઇશ્વરા હાય હાય રે.

આમ કલ્પાંત કરે છે, તેવામાં દૈવઇચ્છાએ ગુરૂમહારાજની પધરામણી થવાનું સાંભળ્યું. સાંભળતાંની વાર બન્ને માણસોએ વિચાર કર્યો કે વાહ! ધન્ય પ્રભુ! આજનો દહાડો સફળ થયો અને ભાગ્યોદય પણ ખૂલ્યું. આવો જોતો સમય ક્યાંથી મળે? પ્રભુ તારી ગતિ ન્યારી છે. ગુરૂચરણમાં પડશું એટલે તે પુત્ર પણ સજીવન થશે. અવી આશા રાખી રૂદન કરતા બંધ થયા અને પુત્રને સરખો સુવાડી તેના અંગ પર વસ્ત્ર ઓઢાડી ઢાંકી દીધો.

થોડી વારે ત્રીકમ સાહેબને સામેથી આવતા જોઈ તેઓ ઘણો હર્ષ પામ્યાં અને પાસે જઈ વિનયથી નમન કરી ગુરૂની ઘરની અંદર પધરામણી કરી ને સારા બીછાના પર આસન કરી બેસાર્યા. થોડીવાર આરામ કર્યા પછી ગુરૂ ત્રીકમ સાહેબ તથા શિષ્યો નદી કિનારે સ્નાન કરવા માટે ગયા. હવે પાછળથી પેલા ચમારે શું કર્યું કે જ્યાં મરેલો પુત્ર સુવાડ્યો હતો ત્યાંથી ઉપાડી લઈ જ્યાં ત્રીકમ સાહેબનું કરી રાખેલું બીછાનું હતું તે બીછાના પર સુવાડયો અને તે પર વસ્ત્ર ઢાંકી દીધું.

ત્રીકમ સાહેબ બહારથી સ્નાન કરી આવ્યા અને પોતાના બીછાના પાસે ગયા. જૂએ છે તો પુત્ર સુતેલો જોવામાં આવ્યો. ઉપરથી વસ્ત્ર ઉતાર્યું તો મરણ પામેલો દીઠો. મનમાં વિચાર કરી કહેવા લાગ્યાઃ વાહ પ્રભુ ! તારી ગતિ ન્યારી છે. પોતાના સ્વાર્થ માટે આ ચમારે કાંઈ પણ વિચાર ન કરતાં સાધુની પથારી પર મુડદાને સુવારી મુક્યું ! વાહ પ્રભુ ! તારી લીલા અપાર છે. શું કરવું તે કાંઈ નહીં સુજતાં ઈશ્વરસ્મરણ કરીને સ્તુતિ કરવા લાગ્યા.

( રાગ બિભાસ )

બુદ્ધિ ન પોંચે પ્રભુ હું ગયો હારી,
માયા તમારીને લ્યો હવે વારી—બુદ્ધિ. ટેક૦

બાલક તારાની સંભાળ લેજે,
વિશ્વાસ તારો પ્રભુ સદબુદ્ધિ દેજે,

કલંકિત નહીં કરો હે દયાસિંધુ,
ગુન્હા સામું નહીં જોતાં માફી કર મોરારી—બુદ્ધિ.

આવ્યો શરણુ તારે વાલા, બિદ સામું જોજે,
ટેક પ્રભુ મારી રાખો જાઉં તમ પર વારી—બુદ્ધિ.

મીરાંબાઈ તારી લીધાં, અંતરે શમાવી દીધાં,
નોધારા ઓધાર હરિ, લેજે તું ઉગારી—બુદ્ધિ.

એ રીતે પ્રભુનું ભજન કરી, પુત્રના મુખ પર હાથ ફેરવી, કહ્યું કે બેટા ! ઉઠ.

પુત્ર ઉઠયો. ઉઠતાની સાથે જ મુસ્તક નમાવી ગુરૂના ચરણમાં પડયો. ગુરૂએ સારી આશાશ આપી કહ્યું કે બેટા! તારાં માતપિતા પાસે જા. તેઓ તારી રાહ જોઇ રહ્યાં છે. ગુરૂની આજ્ઞા થતાં પુત્ર હસતે મુખે માતાપિતા પાસે ગયો. પુત્રને દેખી તેનાં માતપિતા ઘણાં રાજી થયાં અને સર્વે ગુરૂ પાસે આવી વારંવાર નમસ્કાર કરવા લાગ્યા.

(રાગ : આશાગોડી)

અમને કૃતારથ કીધાં, દરશન આપી અમને કૃતારથ કીધાં,
ભવસાગરમાં બુડયાં હતાં ગુરૂ, પાર ઉતારી તમે લીધાં–દરશન આપી.
આશ અંતીશે અંતર જામી, અખુટ દ્રવ્ય અમને દીધાં–દરશન આપી.
આપ હૃદયથી અલગા ન કરશો, રાખશો નહીં અંતર જુદાં–દરશન આપી.
રત્ન રાંકનું રોળાઇ ગયું'તું, જીવિત દાન તમે દીધાં–દરશન આપી.

મહારાજ, અમારૂં સર્વસ્વ ગયું હતું. અમારાં સદભાગ્યે આપ મહાત્માનાં દરશનથી સર્વ સારૂં થયું. ધન્ય ગુરૂ!

ત્રીકમ સાહેબ—અરે અવિચારી અજ્ઞાનો! તમને કાંઇ વિચાર ન થયો કે મુએલા પુત્રને સાધુના બીછાનામાં સુવાડયો? તમારા સ્વાર્થ માટે આવું અઘટિત કર્મ! ધિક્કાર છે તમને! જાઓ:

એમ કહી તુરત ત્યાંથી ઉભા થઇ ચાલવા લાગ્યા. ચમાર તથા તેની સ્ત્રી સ્તબ્ધ થઇ ગયાં. પોતાની કરેલી ભુલનો પસ્તાવો કરવા લાગ્યાં. મહારાજના પગમાં પડી આજીજી સાથે ક્ષમા માગવા લાગ્યાં.

ત્રીકમ સાહેબ—ભાઇ! હવે બોલશો નહીં. હું મારા ગુરૂની પ્રતિજ્ઞા કરી કહું છું કે આ ગામનું અન્નપાણી મને કામનું નથી. સાંભળો:

(રાગ : ક્ષત્રીકલંક)

હવે આંહી કને નથી રહેનાર, સર્વે જનોને સાચું કહું રે;
લાગ્યો પ્રભુના ચરણુથી પ્યાર, સર્વે જનોને સાચું કહું રે;
મળી ગુરૂ તણી આજ્ઞા મને આજ, સર્વે જનોને સાચું કહું રે;
હવે રહેવાથી બગડે સર્વે કાજ, સર્વે જનોને સાચું કહું રે;
કુડી સંસારની બાજી કહેવાય, સર્વે જનોને સાચું કહું રે;
તેને તજ્યા વિના સુખ નહીં થાય, સર્વે જનોને સાચું કહું રે;

દુષ્ટ કર્મ કરી કરે પુરી હામ, સર્વે જનોને સાચું કહું રે;
હવે અન્નપાણી અહીંનું હરામ, સર્વે જનોને સાચું કહું રે;
છોડી હઠ સર્વે જાઓ તમ ધામ, સર્વે જનોને સાચું કહું રે;
અમે ભજવાના ભાવ ધરી રામ, સર્વે જનોને સાચું કહું રે.

એમ કહી ત્યાંથી ચાલતા થયા. પાછળ સર્વે લોકોએ મળી ત્યાં એક દેરી કરાવી. તે દેરી પર લીમડો છે અને હજી તે જાણવા માટે કાયમ છે.

ત્રીકમ સાહેબ તથા શિષ્યો ત્યાંથી નીસરી કાશીપુરીને વિષે આવ્યા. ત્યાં કાશીવિશ્વનાથનું મોટું ધામ છે અને જગપાવની માતુ ગંગાજી ત્યાં શોભાયમાન થઇ રહ્યાં છે. ત્યાં જઇ ભોળાનાથ શિવજી તથા જગતમાતા ગંગાજીને નમસ્કાર કરી, સ્તુતિ કરવા લાગ્યા.

### શિવજીની સ્તુતિ

(રાગ : જોગેંદ્રપણું શિવજી તમારું મેં જાણ્યું)

સત્ય સ્વરૂપ શિવજી, જોગી કહેવાઓ છો;
કરો છો કલ્યાણ ભોળા, અતિ ઉમંગધારી છો—સત્ય. ૧
ભાંગ ધતુરો પાસે, મણિધર મુગટ માથે;
દયાળુ પુરા છો શિવજી, ગુણુના છો ગાથા—સત્ય. ૨
વંઝા ને પુત્ર ભોળા, કોને કાયા માયા;
મનોરથ પુરો સૌનાં, સરવે તારી માયા—સત્ય. ૩
શરણે આવ્યાને ભોળા, થાઓ સાહ્યકારી;
કેવાઓ છો કૈલાસપતિ, ભોળા ત્રિપુરારી—સત્ય. ૪

એમ ઉપર પ્રમાણે ભોળાનાથની સ્તુતિ કરી. પછી જુગપાવની માતુ ગંગાજીની સ્તુતિ કરવા લાગ્યા :

રાગ : કલ્યાણ (અમાપ શક્તિ ધારનાર)

ગાઇએ માતુ ગુણનું જ્ઞાન, પ્રીતે કરીએ જળનું પાન—ગાઇએ.
પાપીઓ આવે છે પાસ, તેની પણ પુરે છે આશ;
કુમતિ કાપી આપો જ્ઞાન પ્રીતે કરીએ જળનું પાન—ગાઇએ.
દાસ કારણ અવ્યાં ધાઇ, ગુણ સદા રહ્યા ગવાઇ,
પૃથ્વી પર પામ્યાં બહુ માન, પ્રીતે કરીએ જળનું પાન—ગાઇએ.

મહીમા માતુ છે અપાર, વર્ણન કરતાં લાગે વાર;
જાણે છે સૌ ગુણવાન, પ્રીતે કરીએ જળનું પાન—ગાઇએ.
શિવ જટાની માંય સમાઇ, સગરપુત્ર લાવ્યા આંહી;
વસુદેવને આપ્યો તન, પ્રીતે કરીએ જળનું પાન—ગાઇએ.

એ પ્રમાણે જગતજનુની માતુ ગંગાજીની સ્તુતિ કરીને ઘાટ ઉપરે સ્નાન કરવા માટે ગયા. ત્યાં કને ગંગાગોર એટલે યજમાન વૃત્તિવાળા બ્રાહ્મણો ઉભા છે. તેમણે ત્રીકમ સાહેબને પૂછ્યું: હે ભાઇઓ! તમો કોણ છો?

ત્રીકમસાહેબ—મહારાજ! અમો ચમારના સાધુઓ છીએ.

બ્રાહ્મણો—સાધુઓ! તમો આંહીથી છેટા જાઓ. તમને કાંઇ વિચાર નથી કે આંહી બ્રાહ્મણો બેઠા છે ત્યાં સીધા ચાલ્યા આવો છો! ઠીક થયું કે પૂછ્યું. નહિનર અભડાત. ભાઇ! તમારે માટે નાવનો ઘાટ જુદો છે. માટે ત્યાં જાઓ અને સ્નાન કરો.

ત્રીકમ સાહેબ—મહારાજ! સાંભળોઃ

ઢેઢ રાજા, ઢેઢ પરજા, ઢેઢ બ્રાહ્મણ, વાણીઆ,
અમે તો અલંગી ફકીર, સતગુરૂએ અમને જાણીઆ.

વળી મહારાજ! ગંગાજી જેને જગતજનુની કહેવાય, તેમાં જાતિભેદ હોતો નથી. વળી પાપીને પવિત્ર કરનારી પતીતપાવની ગંગાજી તેનામાં અપવિત્રતા હોતી નથી. માટે તમો સંશય મુકી દ્યો ને સાધુઓને સ્નાન કરી પવિત્ર થવા દ્યો. આવાં વચનો સાધુઓનાં મોઢાનાં સાંભળી બ્રાહ્મણો અતિ ક્રોધાયમાન થયા અને કહેવા લાગ્યાઃ

બ્રાહ્મણો— (રાગ : ક્ષત્રી કલંક)

હટો હટો આંહીથી થાઓ દૂર ડહાપણ કામ નહીં આવે રે;
કરી બકવાદ ગૂમાવો છો નુર, ડહાપણ કામ નહીં આવે રે.
કહેવું માન્ય કરી અહીંથી નાશી જાઓ, ડહાપણ કામ નહીં આવે રે;
નહીંતર જુતાઓ તણો માર ખાઓ, ડહાપણ કામ નહીં આવે રે.
જોયો જોયો તારો વિદ્વત્તાનો ડોળ, ડહાપણ કામ નહીં આવે રે;
ઘણું કરશે તો ઉતરશે ખોળ, ડહાપણ કામ નહીં આવે રે.

ત્રીકમ—ભુદેવો ! શાન્ત થાઓ. તમારી એવી મરજી છે, તો આ ચાલ્યા. એમ કહી તેઓ જાય છે.

ત્રીકમ સાહેબે ત્યાંથી ચાલી ચમાર લોકોને ત્યાં જઇ ઉતારો કર્યો. સાધુ અવજ્ઞા થયાનું જાણી માતુ ગંગાજી કોપાયમાન થયાં, વહેતો પ્રવાહ બંધ થયો. આ ચમત્કાર જોઇ બ્રાહ્મણો મુંઝાયા અને કહેવા લાગ્યા કે ભાઇઓ ! માનો યા ન માનો પણ આ સાધુઓની અવજ્ઞા કરવાનું આ ફળ છે. માટે ચાલો, તેમની પાસે જઇએ. રસ્તે ચાલતાં એક વિદ્વાન કહેવા લાગ્યા કે પ્રથમ પણ રોહીદાસ કરીને ભક્ત થઇ ગયા છે. સાંભળો :

### દ્રષ્ટાંત

એક પ્રભુના ભક્ત તત્વજ્ઞાની રોહીદાસ પણ ચમાર જ્ઞાતીમાં જ જન્મ્યા હતા, જેનું નામ સર્વે ઠેકાણે પ્રસિદ્ધ છે. એક વખતે રાજ્યનો માનીતો પટેલ રોહીદાસ ભક્ત પાસે ગયો ને કરગરીને કહેવા લાગ્યો કે મહારાજ ! મારા પર દયા કરી કોઇ પ્રભુભક્તિનું સાધન આપો તો સારૂં. ભક્તે પટેલનાં વચન સાંભળીને પાસે એક પાણીનું કુંડું ભરેલું હતું. તેમાંથી એક ખોબો ભરી, પટેલ પાસે આવીને કહ્યું કે પ્રભુનું મુખથી સ્મરણ કરી પી જા. એટલે તારાં અંતરચક્ષુ ખુલી જશે ને આ જળને તું ગંગાજળ સમાન સમજજે. પટેલે હાથમાં પાણી તો લીધું. પણ ફરી વિચાર થયો કે ચમારના કુંડાનું પાણી પીવું તે ખોટું ગણાય. આમ ધારી પાણી પીવાનો ડોળ કરીને હથેલી પરથી નીચે ઉતારી નાંખ્યું. પટેલ ત્યાંથી રામરામ કરી ચાલી નીકળ્યો. ઘેર જઇ કપડાં ઉતારી સ્નાન કરી બીજાં પહેર્યાં અને ઉતારેલ કપડાં ધોઇ સાફ કરવા પોતાના પુત્રની સ્રીને આપ્યાં. બાઇ તે કપડાં લઇ જઇ સાફ કરવા લાગી. સ્વચ્છ તો થયું પણ પેલા ચમારના કુંડાના પાણીનો ડાઘ ઉપર પડેલ તે ગયો નહીં. બાઇ પોતે હુશિયાર હોવાથી મનમાં વિચાર કરવા લાગી કે મારા સસરાના કહેવા પ્રમાણે ડાઘ નીસરી સાફ થયું નહીં. ત્યારે તે બાઇ મોઢાથી ચુસવા લાગી. બે ત્રણ વખત બરાબર ડાઘને ચુસ્યો એટલે તેનો સ્પર્શ હૃદયની અંદર થતાં ત્રણલોકનું જ્ઞાન પ્રાપ્ત થયું. તુરત

તે પોતાના સસરા પાસે આવી એમ કહેવા લાગી કે ભક્તની આપેલ પ્રસાદીનો અનાદર કરી કપટ કર્યું તે મોટી ભૂલ કરી. પટેલ વિચાર કરે છે કે મેં કપટ કર્યું તેની મારા સિવાય કોઇને ખબર નથી. તો આ ખબર વહુને કોણે આપ્યા હશે ?

પટેલ કહે : આ ખબર તમને કોણે આપ્યા ?

પુત્રવધુ કહે : તમોએ આપેલ કપડા પરનો ડાઘ ઘણું કરીને ધોઇ સાફ કરતાં તે ગયો નહીં. તેથી તેની ચુંખી મોઢા થકી કરતાં તે ડાઘનો સ્પર્શ હૃદયની અંદર ગયો અને જતાંની સાથે જ જ્ઞાન ઉત્પન થયું અને હકીકત તમોને કહી. તે પરથી પેલો પટેલ તરત જ ઉઠયો અને ભક્ત પાસે ગયો. ત્યાં જઇ કહેવા લાગ્યો કે મહારાજ ! ફરી પ્રસાદી આપો.

ભકત–ભાઇ ! સમય ગયો. હવે ફરી મળે નહિ. જાઓ. પ્રભુ ભક્તિ કરો.

પટેલ ત્યાંથી વીલે મોઢે ઘેર આવ્યો અને ઘણો પસ્તાવા લાગ્યો. માટે હે ભાઇઓ (બ્રાહ્મણો) ! ભક્તાધીન ભૂધરો છે, એમ સમજી તેવા સાધુઓની અવજ્ઞા કરવી નહીં.

પછી તેઓ સાધુની તપાસ કરતાં ચમારવાસમાં જ્યાં તેમનો ઉતારો હતો ત્યાં આવ્યા. જૂએ છે તો ભજનધુન લાગી રહી છે જરાવાર શાન્ત મનથી ઉભા રહી સાધુ પ્રત્યે કહેવા લાગ્યા : મહારાજ ! તમો ઘાટ પર સ્નાન કરવા આવ્યા, પણ અમોએ અજ્ઞાનતાથી સ્નાન કરવા નહીં આપતાં અવજ્ઞા કરી, જેને લઇ માતુ ગંગાજીનો કોપ થયો અને તે થોડીવારમાં અદશ્ય થયાં. માટે આપ ત્યાં ચાલો અને અમારો થયેલ અપરાધ ક્ષમા કરો.

(રાગ : ભજન–બીગરી કોન સુધારે)

ભુલ અમારી સુધારો, સાધુજન ભુલ અમારી સુધારો રે–ટેક.
સાચા સાધુ ભક્ત શિરોમણી ભક્તિના ભંડાર રે,
જગતજનુનીએ કોપજ કીધો, થયાં અદશ્ય તતકાલ રે–ભુલ૦
સુખ રૂપે તમે અમ સંગે આવો, માતુશ્રી થાય મગ્ન રે,
થાય પ્રગટ ને પુરે આશા, થાયે લીલા લ્હેર રે–ભુલ અમારી૦

પવિત્ર આવું ધામ નહીં કોઇ, મનુષ્ય સઘળાં મુંઝાય રે,
મ્હેર કરી મહારાજ પધારો, માતુ પ્રગટ ત્યાં થાય રે-ભુલ અમારી૦

ત્રીકમ—હે ભુદેવો ! આ શું કહો છો ? અમે તો આપના ચરણની રજ; કૃષ્ણ કૃષ્ણ કહો. તે સામર્થ્યવાન અને સર્વવ્યાપક છે. માટે તે જગન્નિયંતા પ્રભુનું સ્મરણ કરો કે જેથી કરી સૌ સારૂં થશે. અમારાથી શું બને ?

બ્રાહ્મણો—મહારાજ ! આપનાં મુખનાં મીઠાં વચનો સાંભળતાં જણાય છે કે આપ કોઇ મહાત્મા જેવા યોગી પુરૂષ છો. માટે દયા લાવી આપ ત્યાં પધારો, એટલે અમારા મનની શંકા પણ દૂર થાય.

સારૂ, ત્યારે ચાલો. આમ કહી સર્વે ત્યાંથી પ્રભુ ગુણ ગાતા ગાતા ગંગાજીના કીનારા પર આવ્યા અને ત્યાં જુગપાવની માતુ ગંગાજીની સ્તુતિ કરવા લાગ્યા.

ત્રીકમ—રાગ લાવણી (હાથ ચક્ર ત્રિશળ બિરાજે)

પ્રેમ ધરીને પાય જ લાગું, દુખ હરજો આ દાસ તણા,
દો કર જોડી વિનવું માતુ, ગુણ તારા મુખ ગાઉં ઘણા.
મ્હેર કરીને મુજપર દેવી, પ્રગટ થાઓ પરસન થઇને,
દરશન આપી દુઃખ નિવારો, પવિત્ર પૃથ્વી પર રહીને.
દૂર દેશથી આવ્યો આંહી, અંતર આશા બહુ જામી,
છુટી ધારા ને પ્રવાહ ચાલીઓ, સર્વ રહ્યા મુસ્તક નામી.

એમ સ્મરણ કરતાંની સાથે ઘુઘવાટ કરતો ગંગાજીના જળનો પ્રવાહ નીકળ્યો તે જોઇ સર્વે ખુશ થયા અને ગુણગાન કરી સ્નાન કરવા લાગ્યા. સાથે જય ગંગામૈયા એવા ઉચ્ચાર કરવા લાગ્યા.

ત્રીકમ સાહેબ તથા તેના શિષ્યો ત્યાંથી ચાલી તીર્થાટન કરતાં કરતાં કચ્છમાં આવ્યા. ગામ કબરાઇ—પાંકડસર નજીક પહોંચ્યા ત્યારે તે ગામના તલાવ ઉપર ઉદાસી બાવા ગરીબદાસની જગ્યા હતી ત્યાં ગયા. અન્યોઅન્ય નમસ્કાર કરી કહેવા લાગ્યા :

બાવો— રાગ આઠ (શું ગરૂડ તણું લીધું)

ધન્ય ભાગ્યોદય મારૂં આજરે, મને સાચા મળ્યા ગુરૂરાજ—ટેક
ઘણા દિવસથી રાહ જોવું છું મહાત્મા મળ્યા મને આજ,
સંત સમાગમ કરશું પ્રીતે સરશે આ દેહના કાજ રે-મને૦

જીંદગી મારી થઇ સુખીઆરી. થાતાં સંત સમાજ
નયન ઠરે છે નજરે જોતાં, પુર્વ તણી બાંધું પાજ રે–મને૦

ત્રીકમ— [રાગ ઉપરનો)

તમો સાચા છો જ્ઞાની રાજ રે, આંહિ માયા ન કરશે બાધ,
સાચા સાધુને સંત ગમે છે; પુર્વની થાય પીછાન,
કાયાનાં કલ્યાણુ કરવા માટે, રહેવું સદા ગુલતાન રે—આંહીં૦
અદભુત રચના જોગીઓ ફેરી, પ્રભુના ધરથી પાસ,
ત્રીકમ તારણહાર છે વાલો, રાખો સદા વિશ્વાસ રે--આંહી૦

એમ અરસપરસ બોધની વાતો કરી, શાંતિ લઇ, થોડીવાર પછી ત્યાંથી ચાલવા પ્રયાણ કર્યું.

ગીતિ

ગુરૂ શિષ્ય રહી સાથે, આપી બોધ ને કીધું દેશાટન,
અનેક પરચા આપ્યા, રહ્યું નામ ને દૂર થયાં વિઘન

ત્યાંથી ચાલી ગામ ચિત્રોડ મધ્યે જ્યાં પોતાનો આશ્રમ છે ત્યાં આવ્યા અને પોતાના શિષ્યો તથા બીજા સત્સંગીઓને ઉપદેશ કરી કહેવા લાગ્યા :

ત્રીકમ—રાગ ભજન (ગુરૂજી આવ્યો છે જુઠો જમાન)

સંતો સુણોને કહું એક વાત, અંતર માંહી ધરજો રે,
તમે લેજોને ગુરૂનું શરણ, ભવસાગરથી તરજો રે—સંતો૦
ગુરૂ જ્ઞાનેથી મલશે ગોવિંદ, ભવનો ભય ભાંગે રે,
થશે આપોઆપ પિછાન, આતમ જ્ઞાન જાગે રે—સંતો૦
સંતો શૂનમાં બેસી જોવો વાટ, હંસો ત્યાં નિત ખેલે રે,
'સોહમ્' શબ્દ કરોને અખંડ, કામ ને ક્રોધ મેલે રે—સંતો.
આ તો દેહ તણો આવ્યો હવે અંત, ગુરૂ શરણુંમાં જાવું રે,
કરજો આત્માની રે ઓળખાણુ, શબ્દ એવા કાવું રે—સંતો.

હે શિષ્યો તથા સંતો! હવે આ દેહનો અંત આવ્યો છે. ગુરૂ શરણુમાં તુરત વાસ થવાનો છે. એટલે તમને બોધના બે બોલ છેલ્લા કહું છું તે તમે સાંભળો:

## ( મરાઠી સાખી )

અનેક યોની રખડી આવ્યો, પામ્યો મનુષ્યાદેહ,
તેમાં હવે તું ભુલીશ મા ને, કરજે ગુરૂથી સ્નેહ,
રાખો શ્રનમાં મન, હરનિશ ભજો સચ્ચિદાનંદ—રાખો શ્રનમાં મન.

સાધુઓ ! ચોરાસી લાખ યોની ફરીને અમૂલ્ય મનુષ્યાદેહ મલ્યો છે. માટે રત્ન રાખમાં રોળવા જેવું કદિ કરશો નહીં. પરમ-પદની પ્રાપ્તિ માટે ભક્તિ સાથે આત્મજ્ઞાન મેળવવાનો પ્રયત્ન હમેશાં કરતા રહેવું. તત્ત્વવેત્તા ગુરૂ પાસેથી બોધ ગ્રહણ કરી નિજ સ્વ-રૂપને ઓળખવું ને નિજ સ્વરૂપ ઓળખવા માટે દેહનું શોધન કરવું. તે ગુરૂ સિવાય બની શકે નહીં. માટે ગુરૂને શરણે જવું. હમેશાં આજ્ઞા પાળવી. નિંદા કે અવજ્ઞા કરશો તો નરકના અધિકારી થશો. પ્રથમ પણ કાગભુષંડજીએ ગુરૂની અવજ્ઞા કરી તેનું ભયંકર ફળ આવ્યું. આમ મહાત્મા તુલસીદાસજીએ રામાયણમાં પણ જણા-વેલ છે.

સાધુઓ—મહારાજ ! ત્યારે કૃપા કરી તુલસીદાસજીએ રામા-યણમાં કાગભુષંડજી સંબંધી જણાવેલો વૃતાંત અમને કહી સંભળાવો તો સારૂં.

ત્રીકમ સાહેબ—ભાઇઓ ! ત્યારે સાંભળો :

## ( રાગ ચોપાઇ )

અવધપુરી 'નામે સુંદાર ગામ, ત્યાં છે સારંગપાણીનું ધામ,
તહાં જે જનમ ધરે નરનારી, તેને લેશે શ્રી. રઘુવીર તારી,
અમીત મહીમા વર્ણન નવ થાય. શિવ બ્રહ્માદિ મુખે ગુણ ગાય.
તહાં શુદ્ર જાતિમાં શિવભક્ત, લીધો જન્મ જાણે સૌ જગ્ત,
કાગભુષંડ થયા જન્મ બીજે, તેહ વૃતાંત કહેતાં પ્રભુ રીઝે.
પહેલે શુદ્રમાં જનમ્યા આપ, કોઇ કહે વિષ્ણુ તો થાય તાપ,
શિવની સેવા કરે રૂડી રીત, વિષ્ણુ શિવમાં રાખે બહુ ભીત.
સાધુ સમાગમ થયો બહુવાર, સમજ્યાં ખરા પણ મડયો નહીં કાળ,
એમ વખત વીત્યો ઘણો જ્યારે, શિવ ભક્ત ગુરૂ મળ્યા ત્યારે.
ગુરૂ છે જ્ઞાન તણા ભંડાર, આપ્યો શિવ ભક્તિનો સાર.

અદ્વૈત ભાવથી કહ્યું સમજાવી, શિવ વિષ્ણુ એક કરી બતાવી.
ગુરૂનાં વચન થકી નવ જાણે, શિવને પૂજે વિષ્ણુ દ્રોહ આણે.
એમ કરતાં વખત ચાલ્યો જાય, બેઠા દેવળમાં કરે છે પૂજાય,
એક વખત ગુરૂજી આવ્યા પાસ, નમન ન કીધું ને પડીઓ ત્રાસ.
ગુરૂ જ્ઞાનીને દયાલુ જાણો, નહીં કાંઈ બોલ્યા ને ભેદ ન આણ્યો,
શિવથી સહન થયું નહી જ્યારે, બોલી ઉઠયા દેવળમાંથી ત્યારે.
રે હત્ય ભાગ્ય અધમ ગુરૂદ્રોહી, નહીં કાંઈ લાજ્યો રહ્યો શું મોહી,
ખીજ્યા ગુરૂ અવજ્ઞા થઈ જ્યારે, બોલ્યા શ્રાપ દઉ છું અત્યારે.

## દૃષ્ટાંત

પતીતપાવની સંતોને શાંતિ આપનારી સરયુ નદીને કીનારે મહા પવિત્ર અયોધ્યા નામની નગરી શોભી રહી છે. અતિ સુખદાયક પરમ કૃપાળુ એવા શ્રી રામચંદ્રજીનું ધામ દુઃખ ટાળવાવાળું અતિ આનંદકારી છે. એ સુંદિર નગરીને વિષે શુદ્ર જાતીમાં જન્મ ધારણ કર્યો હતો. જેમનું નામ કાગ ભુષંડજી, તે સર્વેના જાણવામાં જ હશે, એક વખત મહા ભયંકર એવો દુષ્કાળ પડયો, મનુષ્યો અન્ન વિના પીડાવા લાગ્યા; ત્યારે કાગભુષંડજી અયોધ્યાનગરી છોડી ચાલી નીકળ્યા. ઘણોક વખત રઝળી રખડી ઉજ્જેની નગરીને વિષે પહોંચ્યા ત્યાં થોડો વખત વ્યતીત થયા બાદ વધુ સમાગમ થયો ત્યારે વાચાળ બુદ્ધિ અને અભિમાન થયું. પોતે શંકરની સેવા કરી છે એટલે કોઈ વિષ્ણુનો ભક્ત હોય તેનો દ્રોહ કરવા લાગ્યા.

ત્રીકમ—હે શિષ્યો! ઉપરનો સઘળો વૃતાંત કાગભુષંડજીએ ગરૂડજીને કથા રૂપે જ પોતે કહી સંભળાવેલ હતો તે તમોને કહું છું. માટે સાંભળો :

**કાગભુષંડજી (ગરૂડજી પ્રત્યે) તુલસી કૃતરામાયણ : ઉત્તરકાંડ :**

કાગભુષંડજી—હે ગરૂડજી! એક વખત શિવ ઉપાસિક વિદ્વાન બ્રાહ્મણ (વિપ્ર) મળ્યા. હું તે વિપ્રની કપટાશયથી સેવા કરવા લાગ્યો બ્રાહ્મણ અત્યંત નીતિમાન ને દયાલુ હતા. તેમણે મને બહારથી નમ્ર જોઈ, પુત્ર માફક ભણાવીને મહાદેવજીનો મંત્ર (પંચાક્ષર) આપ્યો. અને અનેક પ્રકારે સારો ઉપદેશ કર્યો. હું શિવાલયમાં જઈ ગુરૂએ

આપેલ મંત્રજાપ કરતો હતો ખરો, પણ મારા હૃદયમાં કપટ તથા અહંકાર વિશેષ હતાં.

દોહા—મૈં ખલ મલ સંકુલ મતિ, નીચ જાતી બશ મોહ
દ્વિજ હરીજન દેખત જરે, કરૈ વિષ્ણુ કર દ્રોહ,

હું દુષ્ટ, પાપી બુદ્ધિવાળો, નીચ જાતી તથા એવા અજ્ઞાનને વશ હતો. બ્રાહ્મણ તથા હરિભક્તોને જોતાં વાર જ બળી જતો હતો. વિષ્ણુની સાથે વૈર કરતો હતો.

સોરઠા—ગુરૂ નિત મોહી પ્રબોધ, દુઃખીત દેખી આચરેણુ મમ,
મોહી ઉપજે અતિ ક્રોધ, દંભી હી નીતિકી ભાવઇ.

ગુરૂ મને આ માટે વારંવાર સમજાવતા હતા અને મારા આચરણને જોઇ દુઃખી રહેતા હતા. પરંતુ તેમના પર મને અત્યંત ક્રોધ ઉપજ્યો. કારણ કે પાખંડીઓને શું નીતિ સારી લાગે છે? (અર્થાત સારી લાગતી નથી)

ચોપાઇ—એક બાર ગુરૂ લીન્હ બુલાઇ, મોહી નીતિ બહુ ભાંતી સીખાઇ
શીવ સેવા કર ફલસુત સોઇ, અવીરલ ભક્તિ રામપદ હોઇ.

એક સમયે ગુરૂએ મને બોલાવી અનેક પ્રકારે નીતિ શીખવી કે હે પુત્ર! મહાદેવજીની સેવાનું ફળ એ છે કે તેથી રામચંદ્રજીનાં ચરણોમાં અચળ ભક્તિ થાય છે.

રામ હીં ભજહીં તાત શિવ ધાતા, નર પામર કર કેતીક બાતા;
જાસુ ચરણ શિવ અજ અનુરાગી. તાસુ દ્રોહ સુખ ચહસી અભાગી.

હે તાત! મહાદેવ તથા બ્રહ્મા પણ રામચંદ્રજીનું ભજન કરે છે. તો પછી નીચ મનુષ્યને વિષે તો શું જ કહેવું? જેમનાં ચરણોમાં મહાદેવ તથા બ્રહ્મા પ્રીતિ કરે છે, તેમનાથી વિમુખ થઇ તું સુખને ચાહે છે? માટે તું ભાગ્યહીન છે.

હર કહેં હરિસેવક ગુરૂ કહેઊ, સુની ખગનાથ હૃદય મમ દહેઊ;
અધમ જાતિ મૈં વિદ્યા પાએ, ભયઉ વ્યથા અહી દુગ્ધ પીઆએ.

હે ગરૂડજી! એક દિવસ ગુરૂએ મહાદેવને વિષ્ણુ ભગવાનના સેવક કહ્યા. આ સાંભળી મારૂં હૃદય બળવા લાગ્યું; જેમ જેમ

સર્પને દુધ પાવાથી પરિણામે વ્યથા રૂપ થાય છે, તેવો જ હું નીચ જાતિ વિદ્યા મેળવવાથી થયો.

માની કુટીલ કુભાગ્ય કુજાતી. ગુરૂસન દ્રોહ કરૈં દિન રાતી,
અતિ દયાલુ ગુરૂ સ્વલ્પ ન ક્રોધા, પુની પુની મોહીં શીખાવ સુબોધા.

હું અભિમાની, કુટીલ, દુર્ભાગી તથા નીચ જાતી એવો થઇ ગયો કે રાત દિવસ ગુરૂનો દ્રોહ કરવા લાગ્યો. પણ ગુરૂ તો અત્યંત કૃપા કરવાવાળા હતા, તેથી તેમણે જરા પણ ક્રોધ કર્યો નહીં. તેઓ તો વારંવાર મને સારા જ્ઞાનની શિખામણ આપતા હતા.

જેહી તે નીચ બડાઇ પાવા, સો પ્રથમહીં હડીતાં હીનસાવા,
ધુમ અનલ સંભવ સુન ભાઇ, તેહી બુઝાવ ઘન પદવી પાઇ.

પરંતુ નીચ જેના વડે શ્રેષ્ટતાને પામે છે, તેનો જ પ્રથમ હઠપુર્વક નાશ કરે છે. હે ભાઇ! સાંભળો: ધુમાડો અગ્નિ વડે ઉત્પન્ન થાય છે. પરંતુ તે વાદળની પદવી મેળવી અગ્નિને બુઝાવી દે છે.

રજમગુ પરી નિરાદર રહઇ, સબકર પદ પ્રહાર નિત સહઇ,
મરૂત ઉડાવ પ્રથમ તેહી ભરઇ, પુની નૃપ નયન કિરીટન્હિ પરઇ.

ધુળ માર્ગમાં બેદરકારીથી પડી રહે છે તથા તે નિત્ય સર્વના પગની લાતને સહે છે. પણ પવનના ઉડવાથી પ્રથમ તો તે પવનમાં જ ભરાઇ જાય છે; અને પછી રાજાઓનાં નેત્ર તથા મુકુટમાં જઇ પડે છે.

સુનુ ખગપતિ અસ સમુઝી પ્રસંગા, બુધ નહીં કરહીં અધમ કર સંગા;
કબિકોબિદ ગાવહીં અસ નીતિ, ખલસન કલહ નહીં ભલ પ્રીતિ.

હે ગરૂડજી! સાંભળો: આવો પ્રસંગ સમજી બુદ્ધિમાન નીચની સાથે સંબંધ રાખતો નથી. કવીશ્વર તથા પંડીત એવી નીતિ કહે છે કે દુષ્ટોની સાથે વૈર તથા પ્રીતિ બન્ને સારાં નહીં.

ઉદાસીન બહુ રહિય ગુંસાંઇ, ખલપરી હરિય શ્વાનકી નાઇ,
મૈખલ હૃદય કપટ કુટીલાઇ. ગુરૂહિત કહૈં ન મોહીં સુહાઇ.

હે સાધુ પુરૂષ! દુષ્ટોથી અતિ ઉદાસીન રહેવું. તેઓનો કુતરાની માફક ત્યાગ કરી દેવો જોઇએ. હું એવો દુષ્ટ હૃદયનો કપટી

તથા કુટીલ હતો કે ગુરૂ જો કે હિતની વાત કહેતા, છતાં મને સારી લાગતી નહિ.

દોહા—એક બાર હર મંદિર, જપત રહેઉ શિવનામ;
ગુરૂ આયઉ અભિમાનતે, ઉઠી નહીં કીન્હ પ્રણામ !

હું એક વેળા મહાદેવજીના મંદિરમાં શિવજીનું નામ જપતો હતો. તેવામાં ગુરૂ ત્યાં આવ્યા. મેં અભિમાનન લીધે ઉઠી તેમને પ્રણામ કર્યા નહીં.

સો દયાલુ નહીં કહેઉ કછુ, ઉર ન રોષ લવ લેશ;
અતિ અધ ગુરૂ અપમાનતા, સહી નહી શકેઉ મહેશ

કૃપાળુ ગુરૂ તો આથી કાંઇ બોલ્યા નહીં તથા તેમના હૃદયમાં તો લેશ માત્ર ક્રોધ પણ થયો નહીં. પણ ગુરૂના નિરાદરના મહાન પાપને મહાદેવજી સહી શક્યા નહીં.

ચોપાઇ—મંદિરમાં ઝભઇ નભબાની, રે હતભાગ્ય અધમ અભિમાની,
યદપિ તવ ગુરૂ સ્વલ્પ ન ક્રોધા, અતિ કૃપાલુ ચિત સમ્યક બોધા.

દુર્ભાગ્યવાળા નીચ ! તારા ગુરૂને જરાપણ ક્રોધ થયો નહીં. તથા તેઓ ચિત્ત વિષે અત્યંત કૃપાળુ અને મહાન જ્ઞાનવાળા છે.

તદપિ શાપ દે હાં શઠ તોહીં, નીતિ બિરોધ સોહાઇ ન મોહીં,
જો નહીં કરૈં દંડ ખલ તોરા, ભ્રષ્ટ હોઇ શ્રુતિ મારગ મોરા.

તેમ છતાં હે મૂર્ખ ! હું તને શાપ આપીશ. કારણ કે નીતિનો વિરોધ મને પસંદ નથી. અરે દુષ્ટ ! જો હું તને શિક્ષા ન કરૂં તો મારો વેદમાર્ગ ભ્રષ્ટ થઇ જાય.

જે શઠ ગુરૂસન ઇર્ષા કરહીં, રૌરવ નરક કલ્પશત પરહીં;
તિર્યંક યોના પુની ધરહીં શરીરા, અયુત જન્મ ભરી પાવહી પીરા

જે મૂર્ખ ગુરૂની ઇર્ષા કરે છે, તે સો કલ્પો પર્યંત રૌરવ નરકમાં પડે છે. વળી તેઓ તિર્યંકયોનીમાં (પક્ષીઆદિનું) શરીર ધારણ કરી દશ હજાર જન્મ સુધી દુઃખ ભોગવે છે.

બેઠી રહેસી અજગર ઇવ પાપી, સર્પ હોહું ખલમલ મતિ વ્યાપી,
મહાબિટ પર કોટર મહં જાઇ, રહેઉ અધમ અધોગતિ પાઇ.

અરે પાપી! તું અજગરની માફક બેસી રહ્યો. માટે તું સર્પ થશે. અરે ખલ! તારી બુદ્ધિમાં પાપ સમાઇ ગયું છે. હે નીચ! કોઇ મહાન વૃક્ષની ગુફામાં તું જા તથા અધોગતિને પામી રહે.

દોહા—હાહાકાર કીન્હ ગુરૂ, સુની દારૂણ શિવ શાપ,
કંપિત મોહી બિલોકી અતિ, ઉર ઉપજા પરિતાપ.

મહાદેવના કઠિન શાપને સાંભળી, ગુરૂએ અત્યંત હાહાકાર કર્યો. મને અત્યંત કંપતિ થયેલો જોઇ તેમના મનમાં અત્યંત સંતાપ ઉત્પન થયો.

કરી દંડવત સપ્રેમ ગુરૂ, શિવસન્મુખ કર જોરી;
બિનય કરત ગદગત ગિરા, સમુઝી ઘોર ગતિ મોરી.

ગુરૂજી મારી ઘોર ગતિને સમજી, સ્નેહ સહીત દંડવત કરી તથા મહાદેવની સન્મુખ હાથ જોડી, ગદગદ વાણી વડે સ્તુતિ કરવા લાગ્યાઃ

(છંદ ભુજંગી) રૂદ્રાષ્ટક સ્તોત્રમ

નમામીશમીશાન નિર્વાણ રૂપમ્, વિભુવ્યાપકં બ્રહ્મવેદ સ્વરૂપમ્;
નિજં નિર્ગુણં નિર્વિકલ્પં નિરીહમ, ચિદાકાશ આકાશ વાસં ભજેહમ.
નિરાકારમોંકાર મૂલં તુરીયમ, ગિરાજ્ઞાન ગોતીતમીશં ગિરીશમ્;
કરાલં મહાકાલકાલં કૃપાલુમ્, ગુણાગાર સંસાર પારં નતોહમ્;
તુષારાદ્રિસંકાશ ગૌરં ગંભીરમ્, મનોભૂત કોટી પ્રભાશ્રી શરીરમ્.
સ્ફુરન્મૌલિકલ્લોલિની ચારૂ ગંગા, લસદભાલ બાલેંદુ કંઠે ભુજંગા;
ચલત્કુંડલં શુભ્રનેત્રં વિશાલમ્, પ્રસન્નાનનં નીલકંઠં દયાલુમ્;
મૃગાધીશચર્યાં બરં મુંડમાલમ્, પ્રિયં શંકરં સર્વનાથં ભજામિ.
પ્રચંડં પ્રકૃષ્ટં પ્રગલ્ભં પરેશમ્, અખંડં અજં ભાનુકોટી પ્રકાશમ;
ત્રયી શુલનિર્મૂલન શલપાણિમ્, ભજેહં ભવાનીપતિ ભાવગમ્યં.
કલાતીત કલ્યાણ કલ્પાંતકારી, સદા સજ્જનાનંદ દાતા મુરારી;
ચિદાનંદ સંદોહ મોહાપહારી, પ્રસીદ પ્રસીદ પ્રભો મન્મથારિ.
ન યાવત ઉમાનાથ પાદારવિંદમ, ભજંતીહ લોકે પરે વા નરાણામ;
ન તાવત્સુખં શાંતિ સંતાપનાશ પ્રસીદ પ્રભો સર્વ ભૂતાધિવાસિન
ન જાનામિ યોગં જપં નૈવ પૂજામ્, ન તોહ સદા સર્વદા શંભુ તુભ્યમ્;
જરા જન્મ દુઃખોઘતા તપ્યમાનમ્, પ્રભો પાહી આપન્નમામીશ શંભો.

## અર્થ

હે શંકર, સ્વામી, મુક્તિ સ્વરૂપ, સમર્થ, વ્યાપક, બ્રહ્મ તથા વેદમૂર્તિ એવા આપને હું પ્રણામ કરૂં છું. જન્મરહિત, નિર્ગુણ, સંકલ્પવિકલ્પરહિત, ચેષ્ટા રહિત, જ્ઞાન સ્વરૂપ, સૂક્ષ્મ, સ્થૂલ તથા આકાશમાં રહેવાવાળા આપને હું ભજું છું. નિરાકાર ૐ કારના રૂપ, જાગૃત, સ્વપ્ન તથા સુષુપ્તિથી પર, વાણી તથા જ્ઞાનેન્દ્રિયોથી દૂર, કૈલાસનિવાસી ભયંકર મહાકાળના પણ કાળ સ્વરૂપ, દયાળુ, ગુણોના સમુહરૂપ તથા સંસારથી પર એવા આપને હું નમસ્કાર કરૂં છું. હિમગિરિના સમાન શ્વેતવર્ણ, ગંભીર સ્વભાવવાળા, કોટી કામદેવ સમાન સુંદર શરીરવાળા, જટાજૂટમાં મોજાંવાળી સુંદર ગંગાજીને ધારણ કરનારા, લલાટ પર બાળ ચંદ્ર વડે શોભતા, કંઠમાં સર્પને ધારણ કરનારા, કર્ણમાં ચકચકિત કુંડલ પહેરેલા, શ્વેત તથા વિશાળ નેત્રવાળા, પ્રસન્ન, મુખવાળા, નીલકંઠ, દયાળુ, સિંહ ચર્મનાં વસ્ત્ર તથા મુંડમાળામાં પ્રીતિ કરવાવાળા અને દેવોના દેવ એવા કલ્યાણમૂર્તિ મહાદેવનું હું ભજન કરૂં છુ. ઉગ્ર, શ્રેષ્ટ, પ્રૌઢ, બુદ્ધિવાળા, ઇશ્વર, ખંડ રહિત, જન્મ રહિત, કોટી સૂર્યવત્ દેદીપ્યમાન, ત્રણ પ્રકારના (દૈહિક, દૈવિક તથા ભૌતિક) દુઃખોના નાશક, ત્રિશૂળ ધારણ કરવાવાળા તથા ભક્તિ વડે પ્રાપ્ત થવાવાળા પાર્વતિના પતિને હું ભજું છું.

હે પ્રભો! કળાઓથી પર, કલ્યાણ તથા કલ્પના અંતને કહેવાવાળા, સર્વદા સત્પુરૂષોને આનંદદાયક, ત્રિપુરાસુરના શત્રુ! આપ પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ. હે ઉમાનાથ! જ્યાં સુધી આપના ચરણકમળનું સ્મરણ કરવામાં નથી આવતું, ત્યાં સુધી મનુષ્યને આ લોક તથા પરલોકમાં સુખ શાંતિ નથી અને સંતાપનો નાશ થતો નથી. માટે હે સર્વે પ્રાણીઓમાં વ્યાપક પ્રભુ! આપ પ્રસન્ન થાઓ. હું યોગ, જપ તથા પૂજા કંઇ પણ જાણતો નથી. પણ હે શંકર! હું આપને સર્વદા પ્રણામ કરૂં છું. હે પ્રભુ! હે શંભુ! વારંવાર વૃદ્ધાવસ્થા તથા જન્મદુઃખ વડે સંતાપિત એવા હું દુઃખીની આપે સર્વદા રક્ષા કરવી.

શ્લોક   રુદ્રાષ્ટક મિદં પ્રોક્તં, વિપ્રેણુ હર તુષ્ટયે;
ये પઠંતિ નરા ભક્ત્યા, તેષાં શંભુ: પ્રસીદતિ.

અર્થ-બ્રાહ્મણે મહાદેવજીને પ્રસન્ન કરવા માટે આ રુદ્રાષ્ટક કહ્યું છે. જે નર ભક્તિથી એનું પઠન કરે છે, તે પર મહાદેવજી પ્રસન્ન થાય છે.

## દોહા

સુની બિનતિ સર્વજ્ઞ શિવ દેખી બિપ્ર અનુરાગુ,
પુની મંદિર નભવાણી ભઇ, હે દ્વિજ અખવર માંગું.

સર્વજ્ઞ મહાદેવજી વિનતી સાંભળી તથા બ્રાહ્મણની પ્રીતિ જોઇ પ્રસન્ન થયા તથા મંદિરમાં ફરી આકાશવાણી થઇ કે હે બ્રાહ્મણ! હવે વરદાન માગ :

ગુરૂએ કહ્યું :

જો પ્રસન્ન પ્રભુ મોહિ પર, નાથ દીન પર નેહુ,
નિજ પદ ભક્તિ દેહુ પ્રભુ, ગુની દૂસર પર દેહુ,

હે સ્વામીન! જો આપ મારા પર પ્રસન્ન હો તથા દીનો પર આપને પ્રેમ હોય તો હે નાથ! મને આપનાં ચરણોની ભક્તિ આપો તથા બીજું વરદાન એ આપો કે :

તવ માયાબશ જીવ જડ, સંતત ફિરૈ ભૂલાન,
તેહી પર ક્રોધ ન કરિય પ્રભુ, કૃપા સિંધુ ભગવાન.

હે કૃપાસિંધુ ભગવાન! આપની માયાને વશ આ મૂર્ખ જીવ નિરંતર ભૂલી જઇ ફર્યા કરે છે. હે પ્રભો! આપે તેના પર ક્રોધ કરવો નહીં.

શંકર દીન દયાલુ અબ, યહી પર હોહુ કૃપાલુ,
શાપાનુગ્રહ હોહી જેહી, નાથ થોરહી કાલુ,

હે દીનદયાલુ શંકર! હવે આ મારા શિષ્ય પર એવી કૃપા કરો કે જેથી હે નાથ થોડા જ સમયમાં આ શાપ મટી જાય

ચોપાઇ-યહી કર હોઇ પરમ કલ્યાના, સોઇ કર હું અબ કૃપાનિધાના,
બિપ્રગીરા સૂતી પરહિત સાની, એવમસ્તુ ઇતી ભઇ નભવાની.

વળી ! હે દયાસાગર તેનું અત્યંત કલ્યાણ થાય એમ કરો. બ્રાહ્મણની પરોપકારયુક્ત વાણી સાંભળી આકાશવાણી થઇ કે એવમસ્તુ. (એમ થશે.)

યદપિ કીન્હ ઇહીં દારૂણ પાપા, મૈં પુની દીન્હ ક્રોધ કરી શાપા,
તદપિ તુમ્હારી સાધુતા દેખી, કરી હૌં યહી પર કૃપા બિશેખી.

જો કે એણે કઠણ પાપ કર્યું છે તથા મેં પણ ક્રોધ કરી શાપ આપી દીધો છે, તેમ છતાં તમારી સાધુતાને જોઇ એના પર અત્યંત કૃપા કરીશ.

ક્ષમાશીલ જે પર ઉપકારી, તે દ્વિજ પ્રિય મોહીં જથા ખરારી,
મોર શાપ દ્વિજ વ્યર્થ ન જાઇહી, જન્મસહસ્ર અવસ્ય યહ પાઇહી.

હે બ્રાહ્મણ ! જે ક્ષમાશીલ તથા પરોપકારી છે, તે મને રામચંદ્રજીની સમાન વહાલો છે. હે બ્રાહ્મણ ! મારો શાપ તો મિથ્યા જશે નહીં તથા હજાર જન્મ સુધી તે અવશ્ય ભોગવશે

જન્મત મરત દુઃસહ દુઃખ હોઇ, યહી કહં સ્વલ્પ ન બ્યાપિહી સોઇ,
કવન હુ જન્મ મિટી હીં નહિ ગ્યાના, સુન હુ શુદ્ર મમ બચન પ્રમાના.

પરંતુ જન્મ લેવામાં તથા મરવામાં જે કઠણ દુઃખ થાય છે, તે તેને જરા પણ વ્યાપશે નહીં. વળી હે શુદ્ર! સાંભળ, તારૂં જ્ઞાન કોઇ જન્મમાં જશે નહીં. આ મારૂં સત્ય વચન છે.

રઘુપતિ પુરી જન્મ તવ ભયઊ, પુની તૈં મમ સેવા મન દયઊ,
પુરી પ્રભાવ અનુગ્રહ મોરે, રામ ભક્તિ ઉપજિ હિ ઉર તોરે.

તારો જન્મ રામચંદ્રજીની પુરીમાં થશે, ત્યારે તું મારી સેવામાં મન લગાડીશ તેથી પુરીના પ્રભાવ તથા મારી કૃપાથી તારા હૃદયમાં રામચંદ્રજીની ભક્તિ ઉત્પન્ન થશે.

સુનુ મમ બચન સત્ય અબ ભાઇ, હરિતોસણ વ્રત દ્વિજ સેવકાઇ;
અબ જની કરેસી બ્રિપ્ર અપમાના, જાનેસી સંત અનંત સમાના.

હે ભાઇ ! હવે મારૂં સત્ય વચન સાંભળઃ બ્રાહ્મણની સેવા કરવી એજ ભગવાનને પ્રસન્ન કરવાનું વ્રત છે. હવે પછી બ્રાહ્મણનો કદી અનાદર કરીશ નહીં તથા સંતોને ભગવાનની સમાન જાણજે.

ત્રીકમ સાહેબ :—હે શિષ્યો તથા હરિભક્તો! આ પ્રમાણે આકાશવાણી સાંભળી કાગભુષંડજીએ વારંવાર ગુરૂને નમસ્કાર કર્યા. માટે ઉપર કહેલા દૃષ્ટાંતનો સાર ગ્રહણ કરી ગુરૂ અવજ્ઞા કરશો નહીં.

આમ ઘણીક પ્રકારે બોધ આપી, સર્વને પ્રભુભક્તિમાં જોડયા. ત્યાર પછી પોતાનો દેહકાળ નજીક આવ્યો જાણી શિષ્યો પ્રત્યે કહેવા લાગ્યા.

ત્રિકમ-(રાગ માઢ) તમે હળવા હાલો, ચાલો ચાલો, કાશીપુરીના જન.

સુણો શિષ્યો મારા, ચક્ષુના તારા, ગુરૂ શરણુ હવે ચાહું.
પ્રીતેથી કીધી ભક્તિ પ્રભુની, નથી રહી કાંઇ ન્યુન,
આવરદા હવે આવી રહી છે, દેખું સઘળે શુન્ય રે—સુણો.

ગુરૂ ચરણુમાં મન ખેંચાયું, પોંચવું તેની પાસ,
સ્થુલ મારાનો રાહપુર મધ્યે, કરજો ગુરૂમાં વાસ રે—સુણો.

સાધુ સંતોની સેવા કરશો, રાખશો દૃઢ વિશ્વાસ,
સતગુરૂ સાહે કરશે સારી, પુરશે મનની આશ રે—સુણો.

પંચભૂતનું પુતળું બનીઉં, આત્મા સરીખો છે દેવ,
આત્માને પરમાત્મા જાણી, સતગુરૂથી રાખો સ્નેહ રે—સુણો.

ત્રીકમ તારણહાર છે વાલો, પુરશે મનના કોડ,
બોલો સંતો પ્રેમ ધરીને, જય જય શ્રી રણછોડ રે—સુણો.

હે શિષ્યો! હવે આ ક્ષણભંગુર દેહ આ ફાના દુનિયાનો ત્યાગ કરી, ગુરૂચરણુમાં વાસ કરવાનો છે. હવે સવને જય જય સીતારામ છે. પણ શિષ્યો! હું કહું તે સાંભળો. મારો સ્થુલ દેહ ગામ રાહપુરમાં દરિયાસ્થાન વિષે સત્ય ગુરૂ ખીમ સાહેબના ચરણુમાં લઇ જઇ ત્યાં સમાધીસ્ત કરશો. કારણુ કે મારા દેહની સાથે મસ્તક પણુ મેં તેમને અર્પણુ કરેલ છે. માટે તે કામ સંભાળથી કરશો.

શિષ્યો— (રાગ ભેખરે ઉતારો રાજા ભરતહરિ)

આ શું બોલો ગુરૂ અમ તણા! અંતર દુઃખ અતિ થાયજી,
નહિ મળે ગુરૂ તમ સમા, સદગુણી ને સુખદાઇજી—આ શું

બોધ અમોને આપ્યો ઘણો, રાખી હરનિશ પાસજી,
અધવચ મૂકીને ચાલીઆ, કરવા ગુરૂમાં વાસજી—આ શું
અમો અજ્ઞાની હજી બાલકો, ત્રિખૂટા કેમ પડાયજી,
આશા હજી છે અંતર ઘણી, નાહ ગુરૂ વિના કોઇ આધારજી—આ શું
કરવું ન ઘટે ગુરૂ આપને, આવુ અઘટિત કામજી
સાથે તેડો સ્વામી અમ તણા, રહેશું સદા સુખધામજી—આ શું

હે ગુરૂ ! આપ સિધાવો તો અમને પણ સાથે તેડો. અમે ચરણ છોડી કયાં જવાના ? અમો હજી આપના અજ્ઞાન બાલક છીએ. માટે દયા લાવી આ દાસોને નિર્ભય કરશો અને સદાને માટે શરણ ગખશો.

ગુરૂ ત્રીકમ—હે શિષ્યો ! શાંતિ રાખો. શરણું એક જગન્નિયંતા પરમકૃપાલુ પરમાત્માનું છે કે જેનાથી ચાદ બ્રહ્માંડ ઉત્પન્ન થયાં છે. તે દયાલુ પ્રભુની ભક્તિ ખરા અંતઃકરણથી કરશો તો તે હમેશાં ચરણમાં રાખશે. જુઓ, ભક્તવત્સલ પ્રભુ કેવા દયાલુ છે. તે સાંભળો :

એક ઠેકાણે પ્રભુએ કહ્યું છે કે હે નારદજી !

ચોપાઇ—મોહીં ભજે તાકું મેં ભજહું મોહીં તજે તાકું મેં તજું,
મેરા બચન જાત ઋષિરાઇ, દાસ બચન નહીં જાવત ભાઇ.

માટે હમેશાં તેના દાસ થઇ સેવા કરવી, સમદૃષ્ટિ એટલે સર્વમાં આત્મભાવ રાખવો. કોઇને દુઃખ આપવું નહીં. પારકું દુઃખ દેખી દુઃખી થવું. કારણ કે આત્મા સર્વમાં ભરપુર છે. આત્માનેજ પરમાત્મા જાણવો. જુઓ સ્વામી તુલસીદાસજીએ રામાયણમાં કહ્યું છે કે :

ચોપાઇ—સીયારામ મય સબ જુગ જાની, કરૂં પ્રણામ જોરી જુગ પાની,

આમ સર્વ ઠેકાણે બ્રહ્માંડ પર્યંત સીયારામ રમી રહ્યા છે એમ જાણી, સર્વથી હીલીમીલા ચાલવું. આ દેહ છે તે ક્ષણભંગુર છે. એટલે ખોટામાં આસક્તિ કરવી નહીં. સદાને માટે શ્રી રામ-કૃષ્ણનું ભજન કરવું.

રાગ સોરઠ : (ઉર પામે છે પરિતાપ એ ચાલ)
ભજો રામકૃષ્ણ ગોવિંદ, સદા મુખ ઓચરી રે—ભજો.
નામ પ્રતાપે અતિ સુખ થાય, દુઃખડાં સર્વે નાસી જાય,
ચિત્ત ધરીને પ્રીતે પ્રભુ, ભક્તિ કરો રે—ભજો.
અલખ નિરંજન છે અવિનાશી, સર્વ ઠેકાણે રહ્યા છે વ્યાપી,
દીન દયાલુ સહાય કરે, સદા દાસની રે—ભજો.
વચનો મારાં હૃદયમાં ધરશો, ભક્તિથી ભવપાર ઉતરશો,
ઓહંમ્-સોહંમ્-શબ્દ સદા નિરધારજો રે—ભજો.

રાગ ગીતી

ઓહમ્ એક હું સમરૂં, સોહમ્ મેરા સાચા છે દેવા,
ગુરૂ ચરણમાં જાવું, ભક્તિ અમૃત ભોજન ત્યાં લેવા.

(દોહરો)

પરમ ઇશ પરમાત્મા, ધનુષ્યધારી શ્રી રામ,
રાધે કૃષ્ણ બંસીધર, જય જય ગુરૂ સુખધામ.

ઉપર પ્રમાણે સ્મરણ કરી, ૐ એવા શબ્દોનો ઉચ્ચાર કરતાં અખંડ ધ્યાન લાગી ગયું. આત્મા કયાં સમાયો તે કાંઇ જાણવામાં આવ્યું નહીં.

રાગ: લાવણી (મુજ ઉપર ગુજરી)

ધર્યું ધ્યાન અખંડ ને આત્મા ગયો સમાઇ,
બેઠા વાળીને પદ્માસન, પુરી ૐ કમાઇ.
દેહ નાશંવત પણ, બદલાયું નહીં રૂપ,
કરે નમન સહુ નરનાર કરીને ધૂપ.
થયા ખબર ગામમાં સુણી કરે સૌ શોક,
પુરા સંત પુરૂષ જોઇ, લાવે છે શ્રીફલ લોક,
મળી મનુષ્ય મેદની, કરે ઘણો કલ્પાત,
ગયા ગુરૂ ચરણમાં, આવતાં દેહનો અંત.
વાગે ઝાંઝ પખાજ ને આરતીઓ ઉતરાય,
થાય શંખ નાદને જય જય ત્યાં બોલાય.

મહાત્મા સ્વધામ જવાના ખબર ગામમાં મળતાં, લોકોનાં ટોળેટોળાં મળી નાળીએર (શ્રીફલ) લઇ દર્શનાર્થે આવવા લાગ્યાં.

આરતીઓ ઉતરાય છે. શંખનાદ પણ થઇ રહ્યો છે. ઝાંઝ, પખાજ, કડતાલ વગાડી સાધુઓ ભજન કરે છે.

(રાગ ભજન–ધીરાના પદનું)

ભ્રમના મારી ભાંગી રે, પ્રેમે પરખ્યા કાનને,
શ્વાસોશ્વાસે સમરૂ રે, સોહંમ સત નામ ને રે—ટેક

સત શબ્દ સતગુરૂએ સુનાયો, મન મગન ભયા મેરા,
ખોળ કરીને ખોજી લીધા, ટળી ગયા ચોરાસીના ફેરા,
નેણાં ઠર્યાં મારાં રે, ઘટોઘટ દેખ્યા શ્યામને રે—ભ્રમના૦

સુન શિખર ગઢ ડંકા રે દીધા, વાજાં છત્રીસ ભરપુર,
ગગનમંડળમાં ગુરૂને દીઠા, અનહદ પ્રગટયા નુર,
સુરતા મારી લાગી રે, ચમકી રહી દામની રે—ભ્રમના૦

ઓહમ્ સોહમ્‌ની દોર ચલાવી, રચ્યો ખટચકર પર ખેલ,
વિના દીપકે અજવાળાં દીઠાં, દેખ્યા સતગુરૂકા મેલ,
બાહેર ભીતર ભાસ્યો રે, રણુંકાર રામને રે—ભ્રમના૦

આવાગમનકા ફેરા, ટળ્યા, ચોરાસીના ફંદ,
ગુરૂજીએ અમને શરણે લીધા, મટી ગયા સૌ તંત,
નિરભય અમને કીધા રે, બલીહારી નામને રે–ભ્રમના ૪.

આમ ભજન થઇ રહ્યાં છે. ચારે તરફ સુગંધી ધુપની સુવાસ ફેલાઇ રહી છે. ગામના સતસંગીઓ તેમજ ભાવીક લોકો આવ્યા કરે છે. સાથે મહાત્મા સ્વધામ જવાનો ખેદ પણ કરી રહ્યા છે.

મહાત્મા દેવલોકમાં ગયા પણ તેમની મુખાકૃતિ એટલી તો તેજસ્વી જણાવા લાગી કે તે જોઇ સર્વ ખુશ થવા લાગ્યા. પણ મહાત્મા રૂપી રત્ન ગામમાંથી જતાં તેને માટે લોકો પશ્ચાત્તાપ કરવા પણ લાગ્યા.

શિષ્યો—(મોઢાથી ગુરૂ ગુરૂ કહી કહેવા લાગ્યા :)

( રાગ લલીત )

ગુરૂજી માહરા શું થશે અરે, સુઝતું નથી તુમ વિના ખરે,
જ્ઞાન આપીને નિર્ભય કર્યા, પ્રેમ વચનથી અંતરે ઠર્યા;

જામી આશ તો હૃદયમાં ઘણી, કેમ જતા રહ્યા ગુરૂ શિરોમણી,
મન મુંઝાય છે, આવીને કહો, દાસોની દયા ઉર વિષે લહો.

એ પ્રમાણે શોચથી કહી રહ્યા છે. તેવામાં સાધુ મંડલ ડોલી તૈયાર કરી લાવ્યા અને મહાત્મા પાસે રાખી. હાથમાં બેરખો (માળા) આપી, ડોલીની અંદર મહાત્માની પધરામણી કરી.

## ડોલી વર્ણન

(લાવી લાવી લાવી રે મહારાજા ખબર એક લાવી–એ રાગ

આવી આવી આવી રે, જુઓ ડોલી તૈયાર થઇ આવી.
અગરચંદન વડે શોભી રહી છે, તુલસીપત્રમાંય લાવી રે–જુઓ૦
અબીલ ગુલાલથી શોભે અનુપમ, સંતોને મન ભાવી રે–જુઓ૦:
પ્રીતે પહેરાવ્યા હાર પુલોના, સુંગંધી અતિ છાઇ રે–જુઓ૦
શણગારનું કામ કર્યું બહુ સારૂં, નમન કરે નરનારી રે–જુઓ૦
પાય પડીને પધરામણી કીધી, રામધુનની લેર લાગી રે–જુઓ૦

ડોલી શણગારી તૈયાર કરીઃ અંદર મહાત્માને પધરાવી, સાધુઓએ કાંધે કરીને એક ચિત્તે પ્રભુ ભજન કરતા કરતા ચાલવા લાગ્યાઃ

### રાગ : લાવણી (મુજ ઉપર ગુજરી)

મળ્યા સાધુ સંતને, ડોલી કરી છે ખાંધે,
મલી મનુષ્ય મેદની, બોલે છે કૃષ્ણ રાધે.
આવ્યા દરશન કાજે ઘેરઘેરથી લોક,
નીકળીઆ સર્વે બહાર રહ્યા છે કોક,

થયા સાધુ બ્રાહ્મણ ને બીજા મનુષ્ય અપાર,
છે નિજ જમાના દાસ, જ્ઞાતિના ચમાર.

થાય શંખનાદને અબીલ ગુલાલ ઉડે અંગે,
વાગે, ઝાંઝ પખાજને આરતી થાય ઉમંગે.

એમ આનંદથી સંત સાધુઓ અને હરિભકતો ડોલી ઉપાડી ભજન કરતા જાય છે. અર્ધા અર્ધા ગાઉને છેટે ડોલી ઉતારે છે અને ત્યાં રાસક્રીડા કરતા જાય છે.

રાસ (રાગ : સંત શુરા રમે છે નવકાંકરીરે) રાસમંડળ.

સંત ત્રીકમ તણે જાઉં વારણે રે આવ્યા અવનીમાં ઉપદેશ કારણે રે–સંત.
પહેલો પર્ચો દ્વારકા ગુરૂ સંગમાં રે ગયા તરીને સમુદ્રના તરંગમાંરે–સંત.
ચરણ સેવ્યાં જે સતગુરૂ રામનાં રે ગુરૂ સ્થાપ્યા છે ખીમ સાહેબ નામનારે-સંત
સદા સ્હાય કરી શિષ્ય ભક્તને રે ગુણ ગવાઇ રહ્યા છે ગુરૂ જગતમાંરે–સંત
એવો પુરણ ભરોસો સત્ય નામનો રે કહે દાસ ચરણે આવી શ્યામનો રે–સંત.

આવી રીતે ગાનતાન કરતાં અને ગુણનું વર્ણન કરતા સર્વ ચાલ્યા જાય છે. ત્યાંથી બીજે સ્થળે જતાં, ગામ રાહપુર હવે માત્ર ગાઉ દોઢને આશરે રહ્યું છે. ત્યાં કને એક મોટો વોકળો છે. તે વોકળા પર એક ખીજડાનું મોટું ઝાડ ઉભેલું હતું ત્યાં ગયા. સુંદિર છાયા જોઇ સર્વ શાન્તિથી બેઠા. પણ તૃષાતુર થવાથી બોલી શકતા નહોતા. કંઠ સુકાઇ જાય છે. ગામ હજી છેટે છે, ત્યાં તુરત પોંચી શકાય તેમ ન હતું. હવે શું કરવું તેનો વિચાર કરે છે. પણ કાંઇ સુઝતું નથી. ચારે તરફ પાણીની તપાસ કરવા લાગ્યા. પણ કોઇ સ્થળે પાણી મળ્યું નહીં, જેથી નિરાશ થઇ ગુરૂની ડોલી પાસે ગયા. ત્યાં હાથ જોડી નમન કરી ગુરૂની સ્તુતિ કરી કહેવા લાગ્યા :

રાગ : સીયાનો કનરો

પાણી વિના દુઃખ દેખીએ ભારી,
તરસે જાય જીવ એ દુઃખકારી—પાણી વિના.
સહાય કરો ગુરૂ આ સેવકોની,
નહીંતર પ્રાણ જશે આવારી—પાણી વિના.
વારે ધાઇને યુક્તિ બતાવો,
પુરશો આશ ગુરૂજી અમારી—પાણી વિના.
પરચો આપીને પ્રાણ બચાવો,
હીંમત ગયા છે સર્વે હવે હારી—પાણી વિના.

તૃષા લાગવાથી ઘણા જ કરગરવા લાગ્યા અને કહેવા લાગ્યાઃ ગુરૂ ! અમારો પ્રાણ બચાવો. આમ કહી રહ્યા છે, તેવામાં સામેથી રસ્તા ઉપર કોઇ એક વૃદ્ધ યોગી ચાલ્યા આવતા જણાયા. તેમણે એક કોપીન ધારણ કરેલી છે. વિભૂતિ અંગપર લગાવેલી છે. યજ્ઞોપવિત

તથા માળા હાથમાં શોભી રહી છે. ને મુખાર્વિંદથી શિવોહમ-શિવોહમનો ઉચ્ચાર કરતા ચાલ્યા આવે છે. નજીક આવી ડોલી જોઇ પૂછવા લાગ્યા કે હે સાધુઓ !

(રાગ: ત્રીતાલી ચોપાઇ)

કોણ છો તમે. આંહી કેમ આવ્યા, સાથે ડોલી માંહી કોને લાવ્યા;
બેઠા નિરાશ થઇને શા કાજે, સત્ય વાત કરો મહારાજે,
ધરશો નહી મન શોચ જરાય, કરશે દીનદયાલુ કરૂણાય,
કરો પ્રભુનું ભજન મુખેથી, થાશે ધારેલું કામ સુખેથી.

હે સાધુ પુરૂષો ! તમારે મહાત્માના દેહને માટે કલ્પાંત કરવો નકામો છે. કારણ કે સર્વ ઋણાનુબંધે આવી મળે છે, અને પૂર્વના સંસ્કાર પુરા થયે ચાલ્યા જાય છે. તેમાં શોચ કરવો ઘટિત નથી. વળી આ ડોલીની અંદર મહાત્માની પધરામણી કરી છે, તે કોણ છે ? તમો સઘળા કયાંથી આવો છો અને આ ડોલી સહિત કયાં જાઓ છો, તે કહો,

સાધુઓ— ( રાગ : ત્રિતાલી ચોપાઇ )

અમો સાધુ છીએ ત્રીકમવંશ, જેને માયાનો નહિ જરા અંશ;
સમાયા જ્યાં ચિત્રોડ છે ધામ, ત્રીકમ સાહેબ તેમનું નામ.
ડોલી લઇ જઇશું રાહપુર ગામ, જ્યાં છે ખીમગુરૂ તણું ધામ;
શરણે સમાધીસ્ત કરશું તે પાસ, એવી ગુરૂએ ધરાવી'તી આશ.
નથી કરતા અમો કંઇ રૂદન, પાણી વિના તલખે અમ મન:
ચાલી ચાલી ગયા અમે હારી, નથી સુજતું થયા દુઃખી ભારી,

હે યોગીરાજ ! ડોલીની અંદર ગામ ચિત્રોડમાં થયેલા મહાત્મા ત્રિકમ સાહેબ છે, અને અમો તેમના શિષ્યો છીએ. મહાત્મા સ્વધામ ગયા, એટલે તેમની આજ્ઞાનુસાર ગામ રાહપુર જ્યાં તેમના ગુરૂ ખીમ સાહેબનું ધામ છે. ત્યાં સમાધીસ્ત કરવા તેમના ચરણમાં જઇએ છીએ,

મહારાજ ! અમો રૂદન કે કલ્પાંત કરવા અહીં બેઠા નથી, પણ અમોને પાણીની ઘણી તૃષા લાગી છે. તપાસ કરતાં આ સ્થળે કયાંય પણ પાણી મળતું નથી. થાકી બેઠા છીએ. ગામ હજી દૂર

છે. શું કરવું તેની કાંઇ સુઝ પડતી નથી, માટે હે મહારાજ! આપ પણ યોગી છો. રસ્તો બતાવો તો સારૂં.

યોગી પુરૂષ—હે ભાઇઓ! દીલગીર ન થાઓ. પ્રભુકૃપાથી આ સ્થળે તમોને પાણી મળશે અને તમારી ચિંતાતુરતા દૂર થશે. સાંભળો: (રાગ ક્ષત્રીકલંક)

શબ લઇ તમે સીધા જશો કેમ, વિચાર કાંઇ હૃદય ધરો રે,
તેનો રાખો નહીં મનમાંહી વ્હેમ, વિચાર કાંઇ હૃદય ધરો રે.

આડા આવશે મનુષ્યો હજાર—વિચાર કાંઇ૦
મારૂં કહેવું તમો માનો ને આવાર—વિચાર કાંઇ૦
ડોલી લઇ તમો પાછા વળો ઘેર—વિચાર કાંઇ૦
મારે નથી તમ સંગાથે કંઇ વેર—વિચાર કાંઇ૦
કહેવું મારૂં માની થાશો નહીં અજ્ઞાન—વિચાર કાંઇ૦
વળશો પાછા ત્યાંથી ગુમાવીને માન—વિચાર કાંઇ૦

માટે હે સાધુઓ! મારૂં કહેવું માનીને પાછા વળો તો સારૂં. કારણ કે રાપર મોટું શહેર છે. તેની અંદર શબને આવવા દેશે નહીં, તમો દુઃખી થશો અને ત્યાંથી માન મુકી પાછા વળશો. માટે કહેવું માની આંહીંથી જ પાછા જાઓ તો વધારે સારૂં.

સાધુઓ—મહાત્મા! આપનું કહેવું સત્ય છે. પણ અમારા ગુરૂરાજનું વચન છે, એટલે ત્યાં જવા સિવાય છુટકો નથી. જ્યાં લગી અમારા દેહને વિષે પ્રાણ છે, ત્યાં લગી અમો લઇ જવા વિના રહેશું નહીં. વળી આવા મહાત્મા પુરૂષનો દેહ શબ તુલ્ય ગણાય નહીં. ત્યાં જતાં અમોને ગુરૂ મહારાજ અડચણ થવા દેશે નહીં. તે સહાયતા કરશે એવો અમને પૂરણ વિશ્વાસ છે: જૂઓ કે:

રાગ : ક્ષત્રીકલંક

જ્યાં સુધી છે આ દેહમાં પ્રાણ, પાછા તો કદિ નહીં વળીએ રે૦
ભલે થઇ જઇએ કચ્ચરઘાણ, પાછા તો કદિ૦
ગુરૂ નામ પર શિર કુરબાન, પાછા તો કદિ૦
ભલે ઉતરે અમારૂં ગુમાન, પાછા તો કદિ૦

નથી નથી શખ આ તો કોઇ દેવ, પાછા તો કદિ૦
કરશે સહાયતા ગુરૂ તતખેવ, પાછા તો કદિ૦

મહારાજ ! અમારા પ્રાણ જાય તો ભલે, તેની અમને દરકાર નથી. પણ ગુરૂના વચનનું ઉલંઘન થવા દેશું નહીં.

યોગીરાજ—વાહ સાધુઓ ! ધન્ય છે તમારી વૃત્તિને, હવે જાઓ.

સાધુઓ—પણ યોગીરાજ ! પાણીને માટે શું કહો છો ?

(રાગ : ગીતિ)

નદીની અંદર જાઓ, આસપાસમાં શોધ તમે કરશો;
પાણી તમોને મળશે, હૃદય ધ્યાન તમો પ્રભુ તણું ધરશો.

આમ કહેતાંની સાથે જ પેલા યોગી તો અદશ્ય થઇ ગયા. શું બન્યું તે કોઇના જાણવામાં આવ્યું નહીં. બધા વિચાર કરવા લાગ્યા કે : આ શું ? સ્વપ્નું કે સત્ય ? ખરે સ્વપ્નું તો નથી જ, પણ ગુરૂની સહાયતાથી જ આ દેખાવ થએલો છે.

વાહ દયાલુ ગુરૂ ! આમ કહી સઘળા નદીની અંદર પાણીની શોધ કરવા લાગ્યા. શોધ કરતાં પૂર્વ દિશા તરફ એક મહા પવિત્ર એવો જળનો ઝરો ભરેલો જોવામાં આવ્યો. સૌ ખુશી થયા અને સારી રીતે જળપાન કર્યું. પછી શાન્ત થઇ ત્યાંથી ચાલતા થયા.

પ્રિય વાંચકો ! જુઓ મહાત્માનો પ્રભાવ. તે પાણીનો ઝરો (વીરડો) નદીની અંદર હજી પણ કાયમ છે અને તે ત્રીકમ સાહેબના નામથી પ્રસિદ્ધ છે. અને મહા દુષ્કાળ જેવો સમય આવે તો પણ તેની અંદર હમેશાં જળ કાયમ જ રહે છે.

હવે સાધુઓ ત્યાંથી ડોલીને ઉપાડી ગામ રાહપરના ઝાંપામાં આવી પહોંચ્યા. ત્યાં બેસી, શંખનાદ કરી, આરતી ઉતારી અને ભજન કરવા લાગ્યા.

(ભજન : રાગ : ગઝલ)

ખીમ ને ભાણ રવિ રામા, તમારા સત્ય છે નામા.
ભજન કોઇ પ્રેમથી કરશે, વિના જહાજે નક્કી તરશે.
અલૌકિક છે ગુરૂ કામા, તમારા સત્ય છે નામા.
તુમારો ભરોસો સાચો, ગુરૂ તમ રંગમાં રાચ્યો.

બતાવો બ્રહ્મના ધામા, તુમારા સત્ય છે નામા.
અમે તો આવીએ ત્યાંહી, ગુરૂના ધામની માંહી.
નિરખજો સેવકની સામા, તુમારા સત્ય છે નામા.
આપજો જોગની જુક્તિ, કરીએ સદા શ્યામના ભક્તિ.
પોચાડો સત્યને ધામા, તુમારા સત્ય છે નામા.

સત્ય ગુરૂનું શરણું ગ્રહણ કરી, ડોલી ઉપાડીને તૈયાર થાય છે, ત્યાં ગામમાં ખબર થતાં સર્વ લોકો એકઠા થઇ આડા ઉભા રહી કહેવા લાગ્યા કે :

(રાગ : આશાગોડી)

આવવું ઘટે નહીં આ વારે, સાધુઓ આવવું ઘટે નહીં આવારે.
ડોલી સહીત તમે ચાલ્યા આવો છો, અમને આવે છે ઘણો ખારે—સાધુઓ
કોણ છો તમે ને કયાંના રહેવાશી, ડરતા નથી મન લગારે—સાધુઓ
શહેર અમારૂં સૂનું નથી કાંઇ, ચાલ્યા આવ્યા ન કર્યો વિચારે—સાધુઓ

સાધુઓ ! તમે કયાંના છો ? ડોલી ઉંપાડી સીધા ગામની અંદર ચાલ્યા આવો છો ! કાંઇ વિચાર છે ? આ તમો શું જૂઓ છો ?

સાધુઓ—હે ભાઇઓ ! અમે ગામ ચિત્રોડના રહીશ છીએ. અમારા ગુરૂ ત્રીકમ સાહેબ સ્વધામમાં જતાં તેમને ડોલીમાં બેસારી, તેમના ગુરૂ ખીમસાહેબના ચરણમાં સમાધીસ્ત કરવા લાવ્યા છીએ. કારણ તેમનું વચન છે. માટે અમારે દરિયાસ્થાનને વિષે જવું છે. ગુરૂના વચનનું ઉલંઘન કરીએ તો દોષિત થઇએ. એ માટે હે ભાઇઓ ! અમને ત્યાં જવા દ્યો. રસ્તો રોકો નહીં. કદિ તમે ઘણી હઠ કરશો તો પણ અમે ત્યાં ગયા વિના રહેશું નહીં. માટે જવા દ્યો. આંહીથી હવે પાછા વળવાના નથી.

સાધુઓ— (રાગ : આશાગોડી)

ભલે જાય પ્રાણ અમારો, અરે ભાઇઓ ! ભલે જાય પ્રાણ હમારો,
આંહીથી અમે કદિ પાછા ન વળશું, મિથ્યા છે બોલ તમારો—અરે૦
ડોલી માંહી છે સતગુરૂ ત્રીકમ, ગામ ચિત્રોડ છે અમારો—અરે૦
સંત શિરોમણી એ છે મહાત્મા, બોલો વિચારી ગમારો—અરે૦

આટલું કહેતાં છતાં તે અજ્ઞાનીઓ મહાત્માના પ્રભાવને જાણી શક્યા નહીં, કે ગુરૂ કૃપાથી અને ગુરૂના આપેલ વચનથી આજે પણ શ્રીફલનું તોરણ તથા છત્ર-યાત્રા વિગેરે ત્રીકમ સાહેબને ચડે છે, વળી લુહાણાઓના દરિયાસ્થાનને વિષે વચોવચ્ચ સતગુરૂ ખીમ સાહેબના ચરણામાં અંતકાળે પણ આવી રહ્યા છે, તો પણ તે અજ્ઞાનીઓ જાણી શકતા નથી.

જ્યારે સાધુઓએ ગમાર એવા શબ્દો લોકોને કહ્યા ત્યારે તો તે ઘણા જ ગુસ્સે થયા ને ક્રોધ કરીને કહેવા લાગ્યા કે:

(રાગ : ક્ષત્રીકલંક)

હઠો હઠો સહુ નીકળો ને બાર—આંહી શું તમે શબ લાવ્યા રે?
ચાલ્યા આવ્યા કાંઇ ન કર્યો વિચાર—આંહી શું તમે શબ લાવ્યા રે?
શું ઉજ્જડ દેખો છો સાવ ગામ—આંહી શું તમે શબ લાવ્યા રે?
કેવું કર્યું અઘટિત આ કામ—આંહી શું તમે૦
છતી આંખે અંધા થાઓ નહીં આજ—આહીં શું તમે૦
ઘણું કરશો તો થાશો હેરાન—આંહી શું તમે૦
માટે વળો પાછા મૂકી અભિમાન—આંહી શું તમે૦

અરે અવિચારીઓ! તમોને શરમ આવતી નથી કે ભર્યા ગામની અંદર શબ ઉપાડી સીધા ચાલ્યા આવો છો? વળો પાછા, નહીંતર હેરાન થશો.

સાધુઓ—ભાઇઓ! વિચાર તમોને નથી કે મહાત્મા પુરૂષ સદાને માટે અમર ગણાય છે. તેને તમો શબ કહો છો? તેની અવજ્ઞા કરવાથી સારૂં ફળ મેળવશો નહીં. માટે જરા વિચાર કરો.

આટલું બોલી રહ્યા બાદ કહ્યું કે કરશો ગુરૂ મહારાજ તો આ સ્થળ તમોને ખંડેર જેવું જણાવામાં આવશે. વધારે કહેવા જરૂર નથી. (સંતનાં વચને કરી તે સ્થળે આજે પણ તેવો દેખાવ જોવામાં આવે છે.) વળી જેને તમો શબ કહો છો તે શબ નથી પણ આત્માસ્વરૂપ છે.

સાધુઓ—　　　　　રાગ : ઠૉડી

નથી શબ એ તો આત્માતણું રૂપ, તેને ધિક્કારવાથી પડશો ભવકૂપ.
જેણે દેખાડયો છે દુનિયામાં પ્રભાવ, જાઓ શરણે મળે સંતસેવાનો લ્હાવ.
પ્રેમે પાય પડી આરતી કરો ધૂપ, નથી શબ એ તો આત્મા તણું રૂપ.
બુદ્ધિહીણુ તમે છો અજ્ઞાની જાત, પ્રભુ ભક્તિ વિના પડે નહીં ભાત.
જૂઓ સામે જ્ઞાની કેવા છે અનુપ, નથી શબ એ તો આત્માતણું રૂપ.
સ્થળ દિસે સૂનો રહેશે એવું નામ, તેવો આવશે જોવામાં એણે ઠામ,
કરશે ગુરૂ અમારાં વચન સત્યરૂપ, નથી શબ એ તો આત્માતણું રૂપ.
હવે ચાલો હું ગુરૂને શિર નામું, ઉપાડું ડોલી તમે જોઇ રહો સામું,
કરશે સહાય ગુરૂ જોઇ થશો ચૂપ, નથી શબ એ તો આત્માતણું રૂપ.

**વસ્તી સર્વે મળી**—હે સાધુઓ ! એક વખત તમોને કહ્યું કે અમારે ઉપદેશનું કાંઇ કામ નથી. ડોલી ઉપાડી આંહીથી જવા દેશું નહીં. સાંભળો.

(રાગ : અચાનક આ શો કોપ)

ઉપદેશ જોતા નથી, જોયા છે જોગી,
ડોલી ઉપાડી જશો તો, મૃત્યુના ભોગી.
કહેવાથી નહીં થાય કાંઇ, ગામની મોઝાર,
સહન કરશું સહુ, ચિંતા નહી લગાર.
તમ જેવા સાધુ ઘણા, પૃથ્વીમાં ફરે,
તેના કહેવા થકી દુઃખ થાય નહીં અરે.

(રાગ ઉપરનો)

સાંભળયું નહીં કોઇનું ને ઉપાડી ડોલી
હસ્તે મુખ રહ્યા સાધુ, રામ–સીયા બોલી.
ભજન કરીને ચાલ્યા જ્યારે, ભર્યાં ડગલાં બે ચાર,
ઓચિંતી મળી મનુષ્ય મેદની, જાણે આવી વાર.
મારો મારો મુખથી બોલે, જવા ન દેશો એક,
પથ્થર ને રેતી ઉડાડે, ભેળા થઇ અનેક.
અંધારૂં અતીશે થયું, સુઝે નહીં ભોમ,
ડોલીને ત્યાં રાખી બેઠા, મુખથી જય ઓમ

સાધુઓ તેમના બોલાવાને નહીં ગણકારતાં ડોલી ઉપાડી ચાલતા થયા ત્યારે ચારે બાજુથી માણસો ફરી વળ્યાં અને પથરા તથા રેતીનો વરસાદ વરસાવવા લાગ્યા. ધૂળ એટલી તો ઉડી કે અંધકાર જેવું થઇ ગયું. ચાલવાનો રસ્તો પણ સુઝતો નથી. ત્યારે ડોલી નીચે રાખી ગુરૂ સામા ઉભા રહી હાથ જોડી કહેવા લાગ્યા કે: હે મહારાજ! હવે અમારો કાંઇ ઉપાય નથી. અમો હવે થાકી ગયા છીએ. માટે સહાયતા કરો તો જઇ શકાય. નહીં તો અધવચ લટકી રહ્યા છીએ. ગુરૂ! ઘણે ઘણે ઠેકાણે ચમત્કાર બતાવ્યાઃ વિના જહાજે સાગર તરી ગયા, રસ્તામાં આંહી આવતાં અમે પાણીથી તરસે પીડાતા હતા ત્યાં જોગી રૂપે આવી જળ બતાવી સર્વને સંતોષિત કર્યા. તેમ આંહી પણ સહાયતા કરશો ત્યારે જઇં શકાશે.

એમ કહી ગુરૂની સ્તુતિ કરવા લાગ્યા:

(રાગ : સખી પરભવ પાપ અમાપ)

ગુરૂ થાકી ગયા અમે આંહી, કાંઇ નથી સુઝતું,
હવે શું કરવો ઉપાય, મન ઘણું મુઝાતું—ગુરૂ૦

આગળ આપ્યા પરચા અનેક, સાચા ગુરૂ માહરા;
સેવક ઉભા કરે કરજોડ, આધાર અમને તાહરા—ગુરૂ૦

ગુરૂ ન હતું વહાણુ કે જાજ, સમુદ્રે તરી ગયા,
તરસે જવા લાગ્યાં સૌના પ્રાણુ, સાહેકારી ત્યાં થયા—ગુરૂ૦

હવે કરશો અમ પર મેર, દરશન દઇ કરો દયા,
ત્યારે સરશે સઘળાં કાજ, સામું જોઇ બેસી રહ્યા—ગુરૂ૦

( મરાઠી સાખી )

સ્તુતિ સાંભળી સેવક જનની, કરી પ્રભુએ મ્હેર,
ડોલીમાંથી ઓહમ્ કેવાયું, થઇ છે ત્યાં લીલા—લ્હેર,
ચાલી માળા સાથ, ફરકયા ત્રીકમ ગુરૂના હાથ—ચાલી.
ધૂળ માંહીથી ગુલાલ બનીયો, પત્થરા ફુલની માળા,
સર્વ જનોએ નીચું ઘાલ્યું, ઘણા તેઓ ગભરાયા,
રહ્યા નીચું જોઇ, બોલી શકયા નહીં કોઇ—રહ્યા.

એમ સેવકોને દુ:ખી જોઇ, સ્તુતિ સાંભળતાંની સાથે ડોથીમાંથી ॐ-ઓહમ્ એવા શબ્દો નીકળવા લાગ્યા. હાથમાંનો બેરખો ફરવા લાગ્યો. ધુળ ઉડતી હતી તેમાંથી અબીલ-ગુલાલનો દેખાવ થયો ને પત્થરા હતા તે ફુલનો દેખાવ થયો. એ જોઇ શરમાવા અને નીચું જોવા લાગ્યા. ત્યારબાદ સર્વ હાથ જોડી ભૂલની માફી માગવા લાગ્યા. આવો ચમત્કાર જોઇ, પોતાની અજ્ઞાનતાને માટે પસ્તાવો કરીને મુખથી ભૂલને માટે ક્ષમા માગવા લાગ્યા.

(રાગ : બનજારો)

કરો ક્ષમા હવે ગુરૂરાજ, અમો માફી માગીએ આજ.
જાણ્યો આપ તણો નહીં પ્રતાપ, છો જ્ઞાની મહાત્મા આપ,
હવે કરો મ્હેર મહારાજ, અમો માફી માગીએ આજ.
કદિ છોરૂ કછોરૂ થાય, તોય પિતાથી નહીં તજવાય,
ધરો હૃદય ધૈર્ય યોગીરાજ, અમો માફી માગીએ આજ.
જોઇ શબ અમે નવ જાણ્યું, અલ્પ બુદ્ધિથી આટલું તાણ્યું,
તમો મોટા ગુરૂ જ્ઞાનીરાજ, અમો માફી માગીએ આજ.

આવી રીતે સર્વ જણાએ માફી માગી, સપ્રેમથી નમસ્કાર કરી, ચરણમાં શિશ નમાવી શ્રીફલ મૂકવા લાગ્યા અને મહાત્માના ગુણનું તેમજ ચમત્કારનું વર્ણન કરવા લાગ્યા.

કર્તા— (રાગ : ક્ષત્રી કલંક)

પુરા પુરૂષ ત્રીકમ સાહેબ જાણુ, સર્વ જનોને સાચું કહું રે.
સત્ય તણું એ છે તેજ પ્રમાણુ—સર્વ જનોને૦
જેણે ભજ્યા ધરી પુરણ પ્યાર—સર્વ જનોને૦
તે તરી ઉતરશે ભવ પાર—સર્વ જનોને૦
કોઇ દૈવી અંશ અવતાર—સર્વ જનોને૦
સદા ગુરૂ તણી સેવા કરનાર—સર્વ જનોને૦
જેણે જાણ્યો'તો સંસારને અસાર—સર્વ જનોને૦
ભક્તિ વરાગ્યમાં સદા વસનાર—સર્વ જનોને૦
જીતી ઇંદ્રિયોને થયો સત્યાભાસ—સર્વ જનોને૦
અંતે કર્યો સતગુરૂમાં નિવાસ—સર્વ જનોને૦

વર્ણન કરી રહ્યા બાદ સાધુઓ ત્યાંથી ડોલી ઉપાડી સીધા બજારમાંથી દરિયાસ્થાનને વિષે જ્યાં ગુરૂ ખીમસાહેબની સમાધ છે ત્યાં જય સતગુરૂ, જય સતગુરૂ એવો ઉચ્ચાર કરતા ચાલ્યા જાય છે.

**સાધુઓ—રાગઃ માઢ (શું ગરૂડ તણું લીધું નામ રે)**

ચાલ્યા ઉભી બજારે જાય રે, મુખ ગુણ ગોવિંદના ગાય—ટેક.
પ્રેમ પુરાથી ડોલી ઉપાડી જપતા જુગદાધાર,
દીન દયાળે દયા કીધી, તેહ તણો આધાર રે—મુખ ગુણ.
ધરી હીંમત સૌ ચાલવા લાગ્યા, પોંચ્યા ગુરૂની પાસ,
દીન વચનોથી કહેવા લાગ્યા, પુરશો ગુરૂ અમ આશરે—મુખ ગુણ.
સત્ય સાહેબ એક શરણુ તમારૂં, કરશો અમ પર રેમ,
વિનય થકી અમો કહીએ ગુરૂજી, લાગ્યો છે પુરણ પ્રેમ રે-મુખગુણ,
શિષ્ય તમારા ગુરૂ છે અમારા, વચન પાલવા કાજ,
આપ શરણે અમે આવીને મુકયા, રાખો બાનાની લાજ રે-મુખ ગુણ.

એમ દરિયાસ્થાનને વિષે જઇ, ત્રીકમ સાહેબના ગુરૂ ખીમસાહેબની સ્તુતિ કરી, ડોલી તેમના ચરણમાં મૂકી નમસ્કાર કરવા લાગ્યા.

ત્યાં વળી એક જાણવા જેવું થયું કે ત્રીકમ સાહેબે ગુરૂ ચરણમાં સમાધી દેવા આજ્ઞા કરી હતી. પણ તે ઠેકાણે એક આમલીનું મોટું વૃક્ષ હતું. એટલે ત્યાં કને સમાધી આપી શકાય તેમ ન હતુ. આજ્ઞા વિના બીજે સ્થળે આપવામાં આવે તો ગુરૂ. વચનનો ભંગ થાય. વચનનું ઉલંઘન કરવું એ પણ ઠીક નહીં. ત્યારે હવે શું કરવુ ? મહા સંકટ આવ્યું જાણી વળી ગુરૂનું સ્મરણ કરવા લાગ્યાઃ

( રાગ : નાગ આ કરડયો ને જીવ મારો જાય રામા )

સમાધ કયાં દેવી ગુરૂ. સુઝે નહીં કાંઇ અમને,
આ સ્થળે અમે વાલા, ઘણા ગભરાઇએ,
માટે શું કરવું હવે, વિનવીને કહીએ તમને-સુઝે નહીં.
અનેક ઠેકાણે ગુરૂ. સ્હાય આવી કીધી તમે,
છેલ્લે સમે દોષ હવે આવે છે કરમને—સુઝે નહીં.

ગુરૂ તમ વચનોથી, અવળા થઈએ જો અમો,
ભોગવીએ નરક વળી, જાઈએ હાથ જમીને—સુઝે નહીં.
સહાયતા કરોને પ્રભુ, સંકટ પડયું છે ઘણું,
આમલી હઠે તો ગુરૂ, થાય સુખ તનને—સુઝે નહીં.

ઉપર પ્રમાણે સ્તુતિ કરતાંની સાથે જ.

### ( રાગ : મરાઠી સાખી )

આમલી હતી તે આઘી ચાલી, પાછળ જઈને ઉભી.
સર્વ લોક ત્યાં વિસ્મય પામ્યા, ઘણી થઈ છે ખુબી.
શોભા વધી અપાર, કરે નમન સૌ વારંવાર—શોભા વધી.

આમલી હતી ત્યાંથી ખસી ને થોડે છેટે સ્થંભી રહી. સમાધી આપવા માટે જગ્યા મળી જાણી સર્વ વિસ્મય થયા. અને વારંવાર નમસ્કાર કરવા લાગ્યા. પછી ઘણી ધામધુમની સાથે ગાજતે વાજતે ગુરૂ ત્રીકમસાહેબની ગુરૂશરણમાં સમાધ આપી અને લખમીસાહેબ આદિ શિષ્યો ગુરૂને છેલ્લા પ્રણામ કરી ત્યાંથી ચાલતા થયા.

### (રાગ : પિતાજી આ કોપ)

ગુરૂજી અમારા પ્રણામ છેલ્લા, તમારાથી થયા હવે અમો એકલા,
અમારા દોષ ન ધરશો લેશ, ભૂલ અમારી પર કરશો ન ક્લેશ.
સત્ય શરણુ છે તમારૂં ખરૂં, વિયોગ તમારાનું દુઃખ હું ધરૂં,
રાખો સદા શરણુંમાં દાસને, કરૂં પ્રેમે ભક્તિ નિવારૂં તાપને.

એમ કહી સર્વ નમસ્કાર કરી ચાલતા થયા. રસ્તામાં પ્રભુ-ગુણ ગાતા ગાતા ચાલ્યા આવે છેઃ

### રાગ : ભજન (દેખાદેખી તમે મત કરો ભાઇ)

સતગુરૂ ત્રીકમ આવ્યા હૃદયમાં, પ્રેમ મગન મન મેરા ડોલે રે.
સુરતા શુન્યમાં પોંચી ગગન પર દુનિયાના પ્રેમ ત્યાં કયે તોલે રે.
વિના વાદળ જયાં વિજળી રે ચમકે, અનહદ નાદની ધુન ત્યાં ગાજે રે,
વિના દીપક ત્યાં હુવા અજવાળા, છત્રીસ વાજાં તણા નાદ વાજે રે
શુન શિખર પાટ બતાવી, ચંદા સુરજ આવે ને જાવે રે,
સુષમ્ણા નારી પાય પખાળે, ત્યાં જતાં મુક્તિને પાલે રે

સત શબ્દકા સુવરણુ સુનાયા, ચૌદ બ્રહ્માંડ મેં તો માંય ભાળ્યા રે,
ઉલટી ફેણું ચડી ગગન પર, આવાગમનના ફેરા ટાળ્યા રે.
ખટ રે ચક્કર પર, ખેલ રચાયો, સત્‌ચિત્‌ આનંદ રૂપ ભાસે રે,
અલખ પુરૂષને ઓળખી લીધો, ભેદ ભ્રમણા સૌ નાસે રે–સત૦

એમ ભજન કરતા કરતા પાછા ગામ ચિત્રોડ પોતાના આશ્રમમાં આવ્યા. સતગુરૂ ત્રીકમ સાહેબના શિષ્ય લખમી સાહેબ જેમણે ગુરૂના ચરણુની સેવા તન મનથી કરી, તેના પ્રતાપે તેઓ પણ મહા જ્ઞાની થયા ને ગુરૂ સમાધિસ્ત થયા પછી દેશાટન કરી સર્વ ઠેકાણે સદ્દુપદેશ કરવા લાગ્યા.

ઋષિવર—હે શિષ્ય ! ચિત્રોડમાં મહાત્મા ત્રીકમ સાહેબ પહેલી ગાદીએ થયા. ગુરૂભક્તિ વડે તેમજ પ્રભુની કૃપા વડે કરી તેમણે ઘણે ઠેકાણે ચમત્કાર બતાવ્યા, તે સઘળું વર્ણન તમને કહી સંભળાવ્યું. હવે પાછળ તે ગાદી પર કોણુ કોણુ સંત થયા. તે એક ચિત્તે શ્રવણુ કર.

શિષ્ય—ધન્ય મહારાજ ! અમારા પર કૃપા કરી ઉપરનું વર્ણન કહી સંભળાવ્યું તેવી જ રીતે પાછળનું પણુ કહી સંભળાવી આ દાસ ને કૃતાર્થ કરશો.

ઋષિ—ત્યારે સાંભળો:

પેલી ગાદીએ સતગુરૂ ત્રીકમ, સત્ય તણો છે અંશ રે.
પરોપકાર કરી તાર્યા ઘણુાને, ઓળખ્યો આતમ હંસ રે,
તેહ શિષ્ય જે લખમી સાહેબ છે, ગુરૂ કૃપા થઇ પુરી રે,
પ્રભુની ભક્તિ કરી બરાબર, નથી કૃપા કંઇ અધુરીરે.
ત્રીજી ગાદીએ ખમ્યા સાહેબ એ, ત્રીકમ ગુરૂ કેરૂં નામ રે,
યોગ સાધના કીધી પુરી, ઓળખ્યા અવધપતિ રામ રે.
ખીમ શિષ્ય જે વસન કહેવાય, રહે ગુરૂને નામી રે,
ઉપદેશ કીધા કેંક જનને, તાર્યા ક્રોધી-કામી રે.
પાંચમી ગાદી ખાન સાહેબની, કરે યોગનું કામ રે,
સર્વ જનોને રહ્યા છે ભાવી, ભજ્યા છે સુંદીર શ્યામ રે.

છઠ્ઠી ગાદીએ ખાન શિષ્ય જે, નામ છે પ્રેમ હંસ રે,
પ્રભુ સેવા તનમનથી કરે છે, માયા ન કરશી દર્શ રે,

૧ ગાદીએ–મહાત્મા ત્રીકમ સાહેબ
૨ ગાદીએ–લખમી સાહેબ.
૩ ગાદીએ–ખમ્મા સાહેબ.
૪ ગાદીએ–વસન સાહેબ.
૫ ગાદીએ ખાનસાહેબ.
૬ ગાદીએ–એટલે હાલે પ્રેમ હંસ.

(રાગઃ મરાઠી સાખી)

પેલી ગાદી ત્રીકમ સાહેબની, સાંભળો વર્ણન કોઈ,
સુખ ને વળી સંપતિ થાશે, સ્વપને દુઃખ ન હોય,
કહું મુસ્તક નામી બોલો સર્વે શ્રી રણછોડરાય–કહું

બોલો શ્રી રણછોડરાયની જય

શિષ્ય—હે ઋષિવર ! આપનાં વચનામૃતથી અમને ઘણો આનંદ થયો છે. હવે પાછળનું વર્ણન સાંભળવાની ઉત્કંઠા છે. પણ તે પહેલાં એક પ્રશ્ન પૂછવા ઇચ્છા છે. માટે આપ આજ્ઞા કરો તો પૂછીએ.

ઋષિવર—હે વત્સ ! તમને જે કાંઇ પૂછવા ઇચ્છા હોય તે સુખેથી પૂછો.

શિષ્ય—હે મહારાજ ! ત્રીકમ સાહેબે આવું અદ્‌ભુતકામ કર્યું; ચમત્કાર બતાવ્યા ત્યારે તે કોઇ પૂર્વજન્મના પુરા સંસ્કારી ને પુરી કમાઇવાળા હોવા જોઇએ. તે વાત સત્ય છે. ત્યારે વળી ફરીને તેમને ગરવા જ્ઞાતિમાં જન્મ ધારણ કરવા કેમ જરૂર પડી હશે? તે કૃપા કરી કહો, એટલે શંકાનું નિવારણ થાય.

ઋષિવર—હે શિષ્ય ! તારાં વચનથી હું ઘણો સંતોષ પામું છું. તે વાત ખરી છે. પણ પુરૂષાર્થમાં કાંઇ ખામી રહી જાય અથવા તો કોઇ એવા સંજોગોને લઇ વાસના જામી રહે તો ફરી અવતાર ધારણ કરી પૂર્વ જન્મની રહેલી અધુરાશ પુરી કરી મોક્ષે જાય છે.

ગીતામાં પણ બોધ કરતી વખતે અર્જુનને શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે જન્મ મરણ વાસનાને લઇને જ થાય છે. જુઓ શૃંગી ઋષિને મૃગીને પેટે અવતાર ધારણ કરવો પડયો. વળી જગતજનુની ગંગાજી ને રાજા શાંતનુ સાથે જોડાવું (લગ્ન) કરવું પડયું હતું. વળી દેવલોકમાં રહેનારા આઠ વસુદેવને મૃત્યુલોકમાં અવતાર ધારણ કરવો પડયો હતો; જેમાંના એક વસુનું નામ સર્વના જાણુવામાં હશે જ. જેણે ભયંકર પ્રતિજ્ઞા કરી ભીષ્મ કર્મ કર્યું હતું; જેમને ભીષ્મપિતાના નામથી સૌ કોઇ જાણે છે. વળી જ્ઞાનની ઇચ્છાએ પણ અવતાર લઇ શકે છે. માટે મહાત્માના અવતારવા વિષે આપણે કાંઇ પણ જાણી કે કહી શકીએ નહીં.

**શિષ્ય**—ઋષિવર! ત્યારે કૃપા કરી અમને સંભળાવો કે રાજા શાંતનુ કોણ હતા ને ગંગાજીનાં લગ્ન તેમની સાથે કેમ જોડાયાં? વળી આઠ વસુઓને પૃથ્વી પર કેમ જન્મ ધારણ કરવો પડયો? તે સઘળો વૃત્તાંત સંભળાવવા દયા કરો.

**ઋષિવર**—હે શિષ્ય! તમારી ઇચ્છા છે તો તે સાંભળો:

પાંડુકુળમાં જન્મેલ રાજા જન્મેજયની બ્રહ્મહત્યા ઉતારવા માટે શુકદેવજીએ મહાભારતની કથા કરી હતી. તેની શરૂઆતની આ કથા છે. તે સાભળો:

(રાગ: ત્રેતાળી ચોપાઇ)

એકવાર ગંગાજીને તીરે, સરખા મળ્યા છે. ગોવાળી આવી રે,
સર્વ મળીને ચરાવે ગૌ ધેન, કરે કૃષ્ણ લીલા કરી ચેન.
ટોળા માંહ્યથી પડી એક ગાય, પાડે બરાડાને અતિ દુઃખી થાય;
મળી સર્વે કરી સારવાર, તો પણ ઉઠી નહીં તતકાળ.
બેઠા થાકી ગોવાળીઆ જ્યારે, સૂર્ય અસ્ત થયો તેની વારે;
ભેળા થઇને કરીઓ વિચાર, માતુ કરશો તમો સારવાર.
સોંપી ગયા ને કીધા પ્રણામ, આમ કહી ચાલ્યા નિજ ધામ.

એક વખતે માતુ ગંગાજીને કીનારે સર્વ ગોવાળીઆ મળી ગૌધેન ચરાવતા હતા, સૂર્ય નારાયણ અસ્ત થયા. ત્યારે સર્વ ગાયો લઇ પોતાના ઘર તરફ ચાલવા લાગ્યા. રસ્તે ચાલતાં તે

ગાયોના ટોળામાંથી એક ગાય ભોંય પર પડી બરાડા પાડવા લાગી. ગાયને દુ:ખી જોઇ ગોવાળીઆઓ સારવાર કરવા લાગ્યા. પરંતુ તે ગાય ત્યાંથી ઉઠી નહીં. ત્યારે ભેળા થઇ માતાજીની સ્તુતિ કરી કહેવા લાગ્યા કે :

હે પાપીઓને પાવન કરનારી માતુ ગંગાજી ! આ ગાય હવે તમારે શરણે છે. માટે તેની રક્ષા કરશો. જો કોઇ આ ગાયને મારશે. અગર તેનો કોઇ વધ કરશે તો તમને ગોઝારી કહી બોલાવશું. આમ કહી સર્વ ત્યાંથી ચાલી નીકળ્યા.

(રાગ : ગીતિ)

રાત્રી અર્ધ જ્યાં ભાંગી, રૂપ ભયંકર સિંહ આવ્યો આંહીં:
ગાયની પાસે ધાયો, બોલ્યાં ગંગાજી બોધ કરી ત્યાંહી.

અરધી રાતને સુમારે ગંગાજીના કીનારા પર જ્યાં પેલી ગાય પડેલી હતી ત્યાં એક ભયંકર સિંહ આવી ગાયને મારવા દોડયો. તરતજ માતુ ગંગા એક અલૌકિક સુંદરીનું સ્વરૂપ ધારણ કરી, સિંહના પાસે આવી કહેવા લાગ્યાં કે : હે મુર્ખ ! બિચારી નિરપરાધી ગાયને શા કારણે મારે છે ? તેને મારવાથી તને શું સુખ! વળી તેણે તારો કાંઇ અપરાધ કર્યો નથી.

ગંગાજી— (રાગ દીંડી)

પાપી વગર ગુન્હે મારીશ નહિ આ ગાય, તુજ કૃત્ય દેખે કમ્પે મારી કાય;
નથી દોષ તેણે કર્યો કાંઇ તારો, આવું કામ દેખી જીવ બળે મારો;
બિચારી ગાય મારી કાં હત્યારો થાય— પાપી વગર ગુન્હે ૧
ગયા ગોવાળીઆ મૂકીને શરણુ મારે, માટે મારવા ન દઇશ આણે ઠારે;
કહેવું માની મારૂં ચાલ્યો આંહીથી જાય— પાપી વગર ગુન્હે. ૨

સિંહ— રાગ ઉપરનો

ખરે સુણો ગંગાજી ભક્ષ એ છે મારો, નહીં છોડું વાદ મિથ્યા છે તમારો—ટેક•
એમાં દોષ મને જરાએ ન લાગે, એહ ભક્ષ થકી, ક્ષુધા મારી ભાંગે;
તેમાં વચમાં આવી શું તમે વિચારો—ખરે સુણો ગંગાજી ૧

જો આપતાં હો વચન આપ આજે, તો સરશે સઘળું ધારેલું તમ કાજ,
નહીં તો મારવાનો આવ્યો હવ વારો, ખરે સુણો ગંગાજી   ૨

ગંગાજી ! એ અમારો ભક્ષ છે. એટલે તેને મારવામાં અમે દોષ ગણતા નથી. તેમાં તમારે આડે આવવા કારણ નથી; છતાં તમો શરણ પડી હોવાનું કહી અતિ આગ્રહથી કહો છો તો મને એક વચન આપો એટલે ગાયને છોડું.

ગંગાજી—હે વનરાજ ! આ બિચારી ગાય મારે શરણે પડી છે. તેમાં માટે કદિ મારા પ્રાણ માગીશ તો પણ આપવા બંધાઉ છું: માટે માગ :

(રાગ : ગીતિ)

માગ્ય માગ્ય મુખ કહું છું, વચન આપું તુજને હરખાઇ;
જે માગે તે આપું, તેમાં સંશય રાખીશ નહીં કાંઇ.

સિંહ— રાગ ઉપરનો

તમો વરજો મુજને, વચન માગું એજ ખરૂં આજે;
ઇચ્છા મારી એ છે, છોડું ગાયને કરૂં હું મુજ કાજે.

ગંગાજી—તથાસ્તુ ! તારી આવી ઇચ્છા છે તો ભલે. ગાયને માટે તે વચન પણ મારે કબૂલ કરવું પડશે.

કર્તા—ગાયને માટે ગંગાજીએ ન બને તેવું અઘટિતતાભરેલું વચન આપ્યું, પણ તે પ્રભુથી સહન થઇ શકયું નહીં. સર્વના અંતરમાં રહેલા સર્વવ્યાપક એવા જે પરમાત્મા તેમની સત્તાવડે પેલી પડેલી ગાયને વાચા આવતાં તે કહેવા લાગી.

ગાય—હે મૂર્ખ નિર્દય સિંહ ! ગંગાજીએ મારા માટે ઘણા કાલાવાલા કરી તને કહ્યું, છતાં નહીં માનતાં તારી નીચ મનોવૃત્તિ પુરી પાડવા તે તેં અઘટિત વચન માગ્યું. તે પ્રભુથી સહન થઇ શકતું નથી. માટે હું તને શ્રાપ આપું છું કે:

(રાગ મરાઠી સાખી)

મંદ બુદ્ધિનો મૂરખ તું છે, નિર્દય તારી કાયા,
પ્રભુ પ્રતાપે શ્રાપ આપું છું, ધન્ય હરિની માયા,
થાજે વડનું ઝાડ, સુણી વચનને ચડીઓ કાળ—થાજે૦

હે મંદબુદ્ધિવાળા! હું તને શ્રાપિત કરૂં છું કે તું વડનું વૃક્ષ થા. તેં ગંગાજી પાસે વચન માગ્યું તે પરથી મને તારા પર ઘણો ક્રોધ ચડયો છે.

શ્રાપ સાંભળતાની વાર સિંહનો દેહ ઢળીને એક મોટું વડનું વૃક્ષ થયું, પણ ગંગાજીએ વરવા માટે વચન આપેલ તે મિથ્યા જાય નહીં. માટે એ વૃક્ષની શી સ્થિતિ થઇ તે સાભળો:

કર્તા : રાગ લાવણી : (મુજ ઉપરરી) ગુજ

મળી સાત સાધુઓ ચાલ્યા તપસ્યા કાજે,
આવ્યા ગંગાજીને તીર મગન થયા આજે.
દીઠો સુંદિર વડ ત્યાં એક છાયા બહુ સારી,
કરી ગંગાજીમાં સ્નાન થયા સુખકારી.
જપે નિત્ય હરિનો જાપ પદ્માસન વાળી,
સંધ્યા ગાયત્રીને કરે માળા વ્રત ધારી.
અતિ દ્દઢ ભક્તિથી પ્રસન્ન થયાં છે માત,
કહે વિપ્રો વૃક્ષને આપી એ આશીષ સારી,
તુજ છાયા તળે અમો ઘણા થયા સુખીઆરી.
એમ સાત જણોનું એકેક વર્ષ તપ જાઓ,
તેહ ભક્તિ થકી તુજ દેહ મનુષ્યનો થાઓ.

એક વખત સાત સાધુઓ મળી તપાસ્યા કરવા માટે ગંગાજીને કીનારે આવ્યા. ગંગાજીમાં સ્નાન કરી દેહ પવિત્ર કર્યો. ત્યાર બાદ ત્યાં કને એક વડનું વૃક્ષ જોયું. તે ઘણું સુંદિર અને સારી છાયા વાળું જોઇ તે નીચે પદ્માસન વાળી, અતિ દ્દઢ મન રાખી, ભક્તિ કરવા લાગ્યા. એમ કરતાં કરતાં કરતા સાત વરસ થયાં; ત્યારે માતુ ગંગાજી તેમના પર પ્રસન્ન થયાં. સાધુઓ ઘણું ખુશી થયા. ત્યાર બાદ સર્વે સાધુઓ મળી કહેવા લાગ્યા કે : હે સંતોનો! આપણને આ સુંદિર વડની છાયાથી ઘણો સંતોષ થયો છે, માટે તેનો બદલો કાંઇક આપવો જોઇએ. એમ કહી સર્વેએ મળી એકેક વરસનું તપસ્યામાંથી ફળ આપ્યું. એટલે સાધુ પુરૂષોને ૭ ૭ વરસનું તપ રહ્યું અને વૃક્ષને સાત વરસનું પુન્ય

થયું. ત્યારે મહાત્મા પુરૂષો કહેવા લાગ્યા કે : હે દયાલુ પરમાત્મા અમારા સાતે જણાની તપશ્ચર્યામાંથી જે ફળ અમોએ તેને આપ્યું! તેના પુન્ય પ્રતાપે આ વૃક્ષ છે તે ટળી મનુષ્યો દેહ ધારણ થયો. ત્યારે તે હાથ જોડી સંતોને દંડવત પ્રણામ કરી કહેવા લાગ્યો કે : હે સંતો ! મુનિઓ ! હું તમારા પુન્ય પ્રતાપે મનુષ્ય દેહ થયો છું; માટે મારૂં નામ આપો. ત્યારે તેઓ કહેવા લાગ્યા કે હે ભાઇ તારો દેહ સંતના વચનથી પ્રગટ થયો છે, માટે તારૂં નામ સંતનું રાખવામાં આવે છે, અને તું સંતનુ નામથી ઓળખાઇશ. હવે સંસારમાં સુખેથી જા. અમારા આશીર્વચન છે. એમ કહી ત્યાંથી સંતો ચાલવા લાગ્યા :

સંતનુ— (રાગ : માઢ) શું ગરૂડતણું લીધું નામ રે

મને છોડી કયાં જાઓ આજ રે, થાય મનમાં ઘણો પરિતાપ
સુખદાયક સ્વામિ વચન આપનું, છોડશો નહીં મહારાજ,
તમને છોડી હવે મારે કયાં જાવું, શું છે બીજે મમકાજરે—મને૦
સંત સાધુ તમો છો સુખદાયક, કરો કૃપા અમ ઇશ,
દયા લાવી હવે સાથે તેડો ને, નામું હું આપને શિશ રે—મને૦
માત પિતા તમે આપ છો મારાં, કરૂં ચરણની સેવ,
નહીં તેડો તો દેહને છોડીશ, પ્રાણ કાઢું તત ખેવ રે—મને૦

મહારાજ ! પૃથ્વી પર મારૂં બીજું કોણ સંબધી છે ? મારાં માત પિતા તમો છો, તો કોના પાસે રહું ને કયાં જાઉં ? જ્યાં આપ ત્યાં સેવક. માટે સાથે તેડો, નહીંતર મારા પ્રાણની હાની કરીશ.

સાધુઓ—હે સંતનુ ! તું જા. અમારૂં વચન છે. તું આંહીથી સામે શહેર દેખાય છે તે હસ્તિનાપુર છે, ત્યાં કને જા, ને ત્યાં તને રાજ્યાસન મળશે સુખેથી રાજ ભોગવજે. નીતિથી ચાલજે અને પ્રભુ ભક્તિ કરજે. જા, અમારૂં વચન છે.

સંતનુ સાધુઓનાં આવાં વચન સાંભળી તેમને નમસ્કાર કરી ત્યાંથી ચાલતો થયો અને હસ્તિનાપુરને વિષે આવી પહોંચ્યો. દૈવ-યોગે તે શહેરના રાજાનો દેહકાળ થયો હતો. સર્વ અમીર-ઉમરાવો રૈયત સહીત વિચાર કરતા બેઠા હતા કે રાજ્યાસન કોને સોપવું ?

ત્યારે વિચારતાં એમ થયું કે આ શહેરની અંદર જે કોઇ માણસ પહેલો આવશે તેને રાજ્યાસન આપવું. આમ વિચાર કરી સર્વ ત્યાંથી શહેરના નાકા પાસે ગયા. જતાંની વાર જ ત્યાં કને સંતનુ આવી પહોંચ્યા. તેમને જોતાંની સાથે સર્વના મનમાં ઘણો આનંદ થયો, કારણ કે સંત પુરૂષોના તપોબળ વડે કરી જે મનુષ્યા દેહ પ્રગટ થયો તેમાં ન્યુનતા હોય જ શાની? સર્વ મળી તેમને રાજદરબારમાં લઇ ગયા અને ત્યાં રાજ્યાસન સુપ્રત કર્યું. હવે તે સંતનુ રાજા રાજ્ય કારભાર સુખેથી ચલાવવા લાગ્યા. હવે ગંગાજીએ આપેલ વચન કેમ પુરૂં થશે અને વસુ કેમ જન્મ ધારણ કરશે તે સાંભળો:

કર્તા— (રાગ: દક્ષિણી લાવણી)

સ્વર્ગમાં વસે, વસુ આઠે દેવ રે,
ગુરૂ સેવ, મોક્ષ લેવ, ધારી એમ, તે તતખેવ,
મોટો બંધુ આવ્યો રે—સ્વગમાં વસે. ૧
સંગ લાવીઆ, સતિ પોતાની નાર રે,
જલ્દી ચાલ્યા, ઉમંગે આવ્યા, દેવીને ભાવ્યા ઘેવા લાગ્યા,
ગુરૂ ગયા પાતાલ રે સ્વર્ગમાં વસે ૨.

એક વખતે સ્વર્ગમાં રહેલા આઠ વસુદેવ માંહેના એક મોટાભાઇ પોતાની સ્ત્રીને સાથે તેડી ગુરૂ વશિષ્ટના દર્શનાર્થે નીકળ્યા. ગુરૂના આશ્રમમાં આવી પહોંચ્યા. પણ ગુરૂ વશિષ્ટ, પાતાલમાં ગયેલા હતા. ગોરાણી માતાજી અરૂંધતીને આવી નમસ્કાર કર્યા.

માતાજીએ આશીશ આપીને ગુરૂના ખબર પુછતાં પાતાલમાં પધારવાના ખબર મલ્યા. એટલે બંને જણાંએ ત્યાં રાત રોકાવા નક્કી કર્યું. રાત્રે ગોરાણીએ કામદુગ્ધા (ગાય)નું દુધ લઇને બંનેને પાયું. તે દુધનો સ્વાદ ત્રણ લોકમાં ન મળે તેવો હતો. તે જોઇ પેલી સાથે આવેલ સ્ત્રીની બુદ્ધિ બદલી અને તે પોતાના પતિને રાત્રે કહેવા લાગી કે:

સ્ત્રી— રાગ. (આશાગોડી)

દુધ ન દીઠું આવું કયાંઇ, પતિ મારા દુધ ન દીઠું આવું કયાંઇ.
દુધ નહી પણ અમૃત એ છે, જોઇને દીલ ઠરે આંહી—પતી મારા.

અરજ ઉરે જે ધરે। સ્વામી મારા, ગાયને લઇ જઇએ ત્યાંઇ—પતી મારા.
સ્વર્ગ મૃત્યુ કે પાતાલની માહી, ગાય નથી આવી ક્યાંઇ—પતી મારા.
ગુરૂ ઘરમાંહીથી જલદી લહીને, નાસી જઇએ ઝટ ત્યાંહી—પતી મારા.

[હે નાથ ! આવું સ્વાદીષ્ટ દુધ ક્યાંય સ્વર્ગ, મૃત્યુ કે પાતાલમાં પણ જોવામાં આવતું નથી. તો આવું અમૃત સરખું બીજે મળે જ શાનું ? માટે પ્રાતઃકાળ થયા પહેલા આ ગાયને આપણે લઇ જઇએ તો સારૂં. ફરીને આવી ગાય આપણને કોઇ સ્થળે મળશે નહીં.]

વસુ—હે સ્ત્રી ! ગુરૂની ગાય આપણથી લઇ શકાય નહીં. આપણે તો યથાશક્તિ પ્રમાણે ગુરૂને આપવું જોઇએ. તે બદલે ઉલટી ગાય લઇ ચોરી કરી નાસી જવું તે બની શકે નહીં.

સ્ત્રી—હે નાથ ! તે ગાય તો અહીંથી લઇ જવી જોશે જ, જો મારૂં કહેવું આપ નહીં માનો તો મારો દેહ છોડી, પ્રાણ આપીશ. નહીં તો મારૂં વચન પાળવું પડશે.

જ્યારે સ્ત્રીનો આવો અતિ આગ્રહ જોયો ત્યારે વિનાશ કાળે વિપરિત બુદ્ધિ થવાથી તે વાત માન્ય કરી, ગાયને લઇ બન્ને ત્યાંથી ચાલી નીકળ્યાં. પ્રાતઃકાળનો સમય થયો. વળી ગુરૂ વશિષ્ટજી પણ પાતાળમાંથી પર્ણકુટીમાં આવ્યા. સંધ્યા કરતી વખતે સતિને કહ્યું કે દુધ આપો. સતિ દુધ માટે ગાય પાસે આવે છે તો ગાયને દીઠી નહીં. ત્યારે આવી કહેવા લાગ્યા કે હે સ્વામીનાથ ! ગાય આ ઠેકાણે જોવામાં આવતી નથી. વશિષ્ટજી પોતે ત્રીકાલદર્શી હતા, એટલે ધ્યાન લગાવી જૂએ છે તો બનેલી બીના સર્વે તેમના જાણવામાં આવી. ત્યારે તેમણે પૂછ્યું :

સતિ ! વસુ તથા તેની સ્ત્રી આંહી રાત રોકાયાં હતાં ?

સતી—હા મહારાજ !

વશિષ્ટજી—ત્યારે બન્ને જણા ગાયને લઇ ગયાં છે. પણ તેમણે કાંઇ વિચાર ન કર્યો ! જાઓ, શ્રાપ આપું છું કે આઠે વસુ મૃત્યુ લોકમાં અવતાર ધારણ કરો.

એ વાતની કોઇને ખબર નથી, પણ નારદજીએ જાણ્યું કે મારે ખબર આપવા જોઇએ. બિચારા નિરપરાધી માર્યા જાય છે.

એમ ધારી નારદજી વસુદેવતાઓ પાસે જવા નીકળ્યા અને કહેવા લાગ્યા.

રાગ : માઢ (તમે હળવા હાલો, ચાલો.)

ભજો કૃષ્ણ મોરારી, ગિરિવર ધારી, આવ્યા વસુને ધામ,
સુંદીર વેણુ ધારી, સારંગ પાણી, જપતા સુંદિર શ્યામ–ટેક૦
દેવઋષિ દેખી હરખ્યા વસુ ને, દીધું છે આદરમાન,
અર્ઘ પાદ કરી પૂજા કીધી, સારાં આપ્યાં ખાન પાન રે–ભજો૦
કહે નારદજી સાત જણોનું, વિણુ અપરાધે મોત,
ચોરી કરી છે ભાઇ તમારે, શ્રાપિત થયા તમ સોત રે–ભજો૦
પતિ પત્ની મળી ગયાને લાવ્યાં, કોપ્યા ગુરૂ તત કાલ,
શ્રાપની ગુરૂએ શિક્ષા કીધી, મૃત્યુ લોકે અવતાર રે–ભજો૦
ઉગરવું હોય જો આમાંથી, શરણુ ગુરૂને જાઓ,
દયા લાવી ઉગારશે તમને, પુરણુ સુખીઆ થાઓ રે–ભજો૦

નારદજીએ સાતે ભાઇઓને બનેલી હકીકત કહી સંભળાવીને કહ્યું કે ગુરૂએ સર્વેને શ્રાપિત કરેલા છે કે મૃત્યુ લોકમાં જન્મ ધારણુ કરો, હવે તે શ્રાપથી તમારે મુક્ત થવું હોય તો ગુરૂને શરણે જાઓ.

આ વાત સાંભળી સર્વ વ્યાકુળ બની ગયા. ત્યાંથી જલદી ગુરૂ પાસે ગયા અને વિનયથી પ્રણામ કરી કહેવા લાગ્યા :

સાત વસુઓ રાગ : માઢ (શું ગરૂડ તણું લીધું નામ)

નથી કાંઇ અમારી ભૂલરે, આવ્યું ઓચિંતું ક્યાંથી આશલ–ટેક
ગુન્હો અમારો નથી ગુરૂજી, શરણે આવ્યા મહારાજ !
બિન અપરાધે માર્યા જઇએ, રાખો અમારી લાજરે–નથી કાંઇ.
ચોરી કીધી છે ભાઇ હમારે, અમને ખબર ન લગાર,
શ્રાપથી અમને મુક્ત કરો ગુરૂ, માગીએ માફી આવારરે–નથી કાંઇ.
કુલકલંકિત ભાઇ અમારો, સહુને ચડાવ્યું આળ,
ગુરૂતણી ગાય ચોરતાં તેણે, ઉરમાં ન આણ્યો વિચાર રે–નથી કાંઇ.

મહારાજ ! ગાય અમારે ભાઇએ ચોરી, તેમાં અમે કાંઇ પણુ જાણુતા હોઇએ તો અમને બ્રહ્મહત્યાનું પાપ છે. છતાં હે ગુરૂ !

વગર અપરાધે માર્યા જઇએ છીએ. માટે કૃપા કરી અમને શ્રાપથી મુક્ત કરશો.

**વશિષ્ટગુરૂ**—હે વસુઓ! મારો આપેલો શ્રાપ મિથ્યા તો જશે નહિ. પણ મારૂં વચન છે કે તમારો ઉદ્ધાર જન્મતાંની સાથે જ થઇ જશે. ગર્ભવાસ તો ધારણ કરવો પડશે. પણ મૃત્યુ લોકમાં સુખદુઃખના ભોગી થશો નહી. એમ સર્વને સંતોષીને રજા આપી.

સાત ભાઇઓ ત્યાંથી ચાલી મોટાભાઇ પાસે આવી કહેવા લાગ્યા કે : હે મૂર્ખ! તું ગુરૂની ગાય ચોરી લાવ્યો તે ઘણું ખરાબ કૃત્ય કર્યું. તારે ખાતર અમો પણ શ્રાપના ભોગી થયા. (સર્વ વૃતાંત તેમણે કહી સંભળાવ્યો.)

આ સાંભળી મોટાભાઇ પોતાથી થયેલી ભૂલનો પસ્તાવો કરી ગુરૂ પાસે ગયા. પ્રણામ કરી માફી માગવા લાગ્યા:

**આઠમોવસુ**— (રાગ : બનજારો)

કહી ત્રાહે ત્રાહે ગુરૂ રાજે, અમે માફી માગીએ આજે—ટેક
બુદ્ધિ અબળાની ઓછી જાણી, તેહ સંગે કુબુદ્ધિ આણી,
જેથી કર્યું અવિચાર્યું કાજે—અમે માફી૦
ગુરૂ ભૂલ્યો આપનો બાલ, હવે કરશો નહીં ક્રોધ અપાર,
આપો સુખ તણો હવે સાજે—અમે માફી૦
આપ શરણે મુસ્તક નામું, કરી દયા જુઓ મુજ સામું,
ગુરૂ ખરા તમો શિરતાજ—અમે માફી૦
દયાવંત સત તમ જાણું, ખરો આશ્રય આપનો આણું,
કરો શ્રાપ નિવારણ નાથ—અમે માફીં૦

ગુરૂ આપ તો અતી દયાળું છો. મેં સ્રીની બુદ્ધિથી બહુ જ અવળુ કામ કર્યું. પણ આપને શરણે આવ્યો છું માટે દાસ પર દયા કરી, શ્રાપનું નિવારણ કરો.

**ગુરૂ**—હે ભાઇ! હું તારા વચન સાંભળી પ્રસન્ન થયો છું. પણ આપેલો શ્રાપ મિથ્યા થઇ શકે નહીં. હવેથી મારાં આશીર્વચનો છે કે દુનિયામાં જંન્મ ધારણ કરી, તું મોટો પરાક્રમી થાઇશ. હમેશાં

તારા પર પરમાત્માંની કૃપા રહેશે. ત્રણુલોકમાં તારૂં નામ પ્રસિદ્ધ થશે ને સર્વ ક્ષત્રીઓ તારે શરણે આવશે. અંતે સ્વર્ગમાં વાસ થશે.

ગુરૂના મુખનાં વચનો સાંભળી વસુએ અતિ ખુશ થઇ, પોતાના ભાઇઓ પાસે આવી સર્વ હકીકત કહી સંભળાવી.

આઠે જણાએ મળી વિચાર કર્યો કે આપણે પૃથ્વી પર અવતરવું પડશે. પણ કોના પેટે જન્મ ધારણ કરવો તે કાંઇ સુજ પડી નહીં, ત્યારે સર્વ મળી ત્યાંથી નારદજી પાસે ગયા. પ્રણામ કરી શ્રાપ નિવારણ સબંધી બનેલી હકીકત કહી સંભળાવી.

વસુઓ—હે મહામુનિ! અમો આપના પાસે અમારા મનનો સંદેહ ટાળવા આવ્યા છીએ. તે એ કે અમારે અવનીપર જન્મ ધારણ કરવો પડશે, તો કોના ઉદરથી અવતરવું તે કૃપા કરી કહો. કારણ આપ ત્રણુલોકને જાણનાર છો.

નારદજી—હે વસુઓ! તમારૂં કહેવું સત્ય છે. તમો દેવલોકમાં રહેનારા છો. એટલે કોઇ દેવીના ઉદરથી જન્મ ધારણ કરો તો સારૂં કહેવાય. તમારાથી બની શકે તો એક ઉપાય છે. માતુ ગંગાજીએ હસ્તિનાપુરના રાજા સંતનુને વરવા માટે પ્રથમ વચન આપેલ છે. જો ગંગાજી તમારી અરજ સ્વીકારી હાલે સંતનું રાજા સાથે વરે તો ત્યાં જ જન્મ ધારણ કરો. નારદજીનાં વચન સાંભળી સર્વને આનંદ થયો; અને તેઓ ત્યાંથી ગંગાજી પાસે ગયા. કીનારા પર ઉભા રહી હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યા.

રાગ : ગઝલ (જો મરણ આ જીદગીની)

જગત જનુની પ્રસન્ન થાઓ, કરી અમ પર મ્હેર રે ટેક
ઋષિ ગુન્હાથી શ્રાપિત થયા છીએ, અમો આઠે ભાઇ રે,
દરશન આપી નિર્ભય કરજો, સુઝે ન અમને કાંઇરે—જગત ૧
આપ ચરણની કરીએ ચાહના, રટીએ આઠે જાપરે,
આશરો તમ ધારીને આવ્યાં, કહ્યું નારદજીએ નામરે—જગત ૨

વસુઓ તણી સ્તુતિ સાંભળી ગંગાજીએ સુંદરી સ્વરૂપ ધારણ કરી બહાર આવી દરશન દીધાં. આઠે ભાઇઓએ નમન કીધું.

ગંગાજી—હે વસુઓ! તમારે આંહી આવવા શું જરૂર પડી?

વસુઓ—(સર્વં હકીકતથી જાણીતાં કરી) હે માતુ આપના ઉદરથી અમારે જન્મ ધારણુ કરવો પડશે. આપ દયાળુ અને પરોપકારી છો. માટે અમારી વિનતિ સ્વીકારી, દાસોને દુઃખથી મુક્ત કરવા માટે રાજા સંતનુ સાથે હાલે જ આપ વરો. વસુઓ તણાં નમ્ર વચન સાંભળી, માતુ ખુશ થઇ કહેવા લાગ્યાઃ હે ભાઇઓ તમારૂં દુઃખ ટળે તો હું એમ કરવા ખુશી છું. એમ કહી અંતરધ્યાન થઇ ગયાં અને વસુઓ પોતાને સ્થળે ગયા.

ગંગાજીએ વસુઓને આપેલ વચન માટે રાજા સંતનુ પાસે હસ્તીનાપુર વિષે જવા તૈયારી કરી.

શરદપુનમની રાત્રી શોભી રહી છે. મનુષ્યો આનંદ કરી રહ્યા છે. એક પ્રહર રાત્રી વ્યતીત થઇ છે. તે સમય માતુ ગંગાજી અલૌકિક યોગીની (સુંદરી)ના સ્વરૂપનો દેખાવ કરી, હાથને વિષે વેણુ ધારણુ કરી, હસ્તીનાપુર રાજા સંતનુના બગીચામાં આશોપાલવના વૃક્ષ તળે બેઠા અને મધુર સ્વરથી ગાન કરી, વેણું બજાવવા લાગ્યા.

યોગીની— (રાગ હીંચ : મીઠડાં મહી વેચું, મહી વેચું)

તમે સુણો કોઇ નર ને નારી રે, સુંદીર વેણું વાજે, વેણું વાજે,
સુણી થાઓ તમે સુખકારી રે–સુંદીર.
ત્રણ લોકમાં નથી એવી શોભા, સુણી ઋષિ તપસ્વી લોભ્યા,
છોડી ધ્યાન ને સુણુવા થોભ્યા રે–સુંદીર.
આ વેણુંનો નાદ દુઃખહારી, વાત સુણોને સત્ય છે મારી.
છે પ્રેમમાં પ્રેમ કરનારી રે–સુંદીર.

અલૌકિક વેણુ નાદ સાંભળી તપસ્વી ઋષિઓના ધ્યાન છુટી ગયા. શહેરના માણુસો આશ્ચર્ય પામવા લાગ્યા. રાજા સંતનુ પણ વિસ્મય પામી. મહેલમાંથી એકાએક ઉઠી વેણુ નાદે બગીચામાં આવી જુએ છે, તો કોઇ યોગીની સ્વરૂપ સુંદરીને આશોપાલવ તળે વેણુ નાદ કરતાં જોયાં.

રાજા અત્યંત ખુશ થઇ કહેવા લાગ્યો કે હે યોગીની ! આપ

કોણ છો ? સ્વર્ગમાં વસનાર છો કે મૃત્યુ લોકમાં રહેનાર છો ? વળી આપ પરણેલ કે કુંવારાં તે પણ કહો.

કર્તા— (રાગ : જોવા આવ્યો રે દુર્યોધન અહંકારી)

જોવા આવ્યો રે સંતપુત્ર જે સંતનુ, રૂપે જ્ઞાન ભૂલ્યો છે પંથનું-ટેક•
અર્ધ રાત્રીએ આવ્યો એકલો, મોહ્યો છે સ્વરૂપ નિહાળી,
સુંદીર વચને લાગ્યો પુછવા, શુદ્ધિ ગઇ તુજને ન્યાળી-જોવા•
અસુરાં રાત્રે ક્યાંથી આવ્યાં, યોગીની અદ્ભુત નારી,
છો પરણ્યાં કે આપ કુંવારાં, દીસો સ્વર્ગ વસનારા-જોવા•
રૂપ ગુણુમાં નથી કાંઇ ખામી, જોઇ તમોને દિલ હરખાય,
જો કદી જાઉં અહીંથી, મંદીર મુજને ખાવા ધાય-જોવા•

હે સુંદરી આપને જોઇ મારૂં મન અતિ હર્ષવાન થયું છે તમને આંહી છોડી જવા મારૂં મન કબૂલ કરતું નથી. આ રાજ્યના સર્વ વૈભવો તમારા વિના ખાવા ધાય છે.

યોગીની-રાજા ! તમારા વચનનો ભાવાર્થ હું બરાબર સમજું છું. હું હજી કુંવારી છું. પણ સાંભળ :

(વિદેશ વાટ જાઉં હું, આવાર ધુમલી એ રાગ)

વચન રાજા સંતનું, સુખકારી તો થયાં,
આનંદના ઉદગારોથી, દુઃખ તો ટળી ગયાં—વચન
રાજા યોગી બાળતે વળી, નારી હઠ કહેવાય,
એક હઠછે તાહરી ને, મારા બે ગણાય—વચન
અમે યોગી એકાન્તમા, વસવાનું મારૂં કામ,
વચન જો નહીં માનો રાજા, જઈશું હમારે ધામ—વચન

રાજા ! હું મારી મરજી પ્રમાણે સવળું યા અવળું ગમે તેવું કાર્ય કરીશ. તેમા આડા આવવું નહીં, એવું વચન આપ આપતા હો તો હું ખુશીથી આપના મહેલમાં આવીશ. પણ વચન આપવા પહેલાં બરાબર વિચાર કરજો. કારણ કે દુનિયામાં ચાર હઠ કહેલા છે, અને તે પ્રસિદ્ધ છે. જુઓ કે બાળહઠ, સ્રીહઠ, રાજહઠ, અને યોગીહઠ. એમ ચાર છં. તેમાં આપનામાં એક રાજહઠ અને મારામાં યોગીહઠ તથા સ્રીહઠ એમ બે રહેલા છે. માટે મારૂં વચન મિથ્યા

જશે નહીં. મારાં વચનનો ભંગ થશે તો હું ત્યાંથી ચાલી જઇશ અને શ્રાપીત કરીશ.

ગંગાજીને વચન માગવાનું કારણ એટલું જ હતું કે સાત વસુઓને થોડો વખત મૃત્યું લોકમાં રહેવાનું, જેથી પરભારા ગંગાજીમાં પધરાવવા એટલે જન્મતાંની સાથે જ મોક્ષે પહોંચાડવા. જો વચન ન માગે તો તેમ બની શકે નહીં. માટે ઇચ્છા મુજબ વર્તવા વચન માગ્યું.

રાજા—હે સુંદરી આપનાં વચન મને બહુ જ પ્રિય લાગે છે. કદી મારાં પ્રાણુ જશે તો પણ આપનું બોલેલું વચન હું મિથ્યા જવા દઇશ નહીં. અને આપના કોઇ પણ કર્તવ્યમાં હું આડે આવીશ નહીં. જાઓ મારૂ વચન છે.

રાજા સંતનું સાથે હસ્તિનાપુરને વિષે ગંગાજી આવ્યાં. અને તેમના મહેલમાં આનંદથી રહ્યાં. થોડો વખત વિત્યા બાદ એક પુત્રનો જન્મ થયો ગંગાજીએ દાસીને બોલાવી હુકમ કર્યો કે : જાઓ આ પુત્રને ગંગાજળ વિષે પધરાવી આવો. રાજા સંતનુંને ખબર મળ્યા: પણ પોતે વચનથી બંધાયેલ; વળી એમ થવાનું હશે જેને લઇને રાજા કાંઇ પણ બોલ્યા નહીં. એમ એક પછી એક ગંગાજીએ સાત પુત્રોને જન્મ આપ્યો ને તેઓ સર્વેને ગંગાના જળમાં પધરાવી દીધા. જે સાત વસુઓનો જલ્દીથી છુટકારો થાય તેમ હતો તેની ઉપર પ્રમાણે વ્યવસ્થા થઇ, એટલે કે ગંગાજીમાં પધરાવી દીધા. હવે આઠમા વસુ કે જેણે ગુરૂવસિષ્ઠની ગાય ચોરી હતી તેમને આંહી એટલે મૃત્યુ લોકમાં જન્મધારણ કરી સંસારના વૈભવ ભોગવવા છે. તેમનો જન્મ પણ તુરત થવાનો છે, ત્યારે શું બન્યું તે સાંભળો :

ગંગાજીને પણ આઠ દેવોનું કામ કરી આંહીથી જવાનું હતું. આઠમા વસુને પણ મૃત્યુલોકમાં રહેવાનો શ્રાપ થયો હતો. માટે બનવા કાળે કુદરતી જ બનતું જાય છે:

હસ્તિનાપુરની પ્રજાને વિચાર થયો કે: આહા ! રાજા આવી ગોઝારી રાણીને ક્યાંથી લાવ્યો છે? જેણે પોતાના નિરપરાધી બચ્ચાં

તેમાં વળી પુત્ર, તે સાત સાત મારી નાખ્યા છતાં પણ રાજા મોહમાં અંધ બની વિચાર કરતો નથી. હવે આપણે આ શહેરમાં રહેવામાં ધર્મ નથી. કારણ કે પાપમાં છાંટા પાડોશીને પણ લાગે છે રાજાએ કરેલ પાપ પ્રજાને પણ ભોગવવું પડે છે. માટે અંહીથી તુરત નીકળી જવામાં સાર છે. આ વિચાર કરી સર્વ રૈયત મળી રાજા પાસે જઇ પોકાર કરવા લાગી:

પ્રજા— (રાગ માઠ શું ગરૂડ તણું લીધું નામ રે)

કાંઇ રાજા કરે પોકાર રે, થયો નગરમાં હાહાકાર; ટેક
રાણી ગોઝારી આવીઆ ક્યાંથી, વરતાવ્યો કાળો કેર:
સાત પુત્રો એણે મારી નાંખ્યા, બાલક સાથે શું વેર રે—થયો નગરમાં

રૈયત રાજા પાસે પોકારે, અધર્મી થયા આપ;
પુત્રો સર્વે મારી નાખ્યા, થાય ઘણો સંતાપ રે—થયો નગરમાં

પાપીષ્ટ રાજ્યમાં રેવું ઘટે નહીં, ચાલ્યા જઇશું આ વાર;
દોષો તમારા અમને નડે છે, થઇએ છીએ ખુવાર રે,—થયો નગરમાં

છોડી ઘરબારને ચાલ્યા જવાના રહેશું નહીં આ ઠામ:
નીતિ અનીતિ રાજ ન જાણે, રેવાનું ત્યાં શું કામ રે—થયો નગરમાં

મહારાજ! આપ મોહઅંધમાં પડી જઇ કાંઇ પણ નીતિ અનીતિમાં લક્ષ આપતા નથી. જરા વિચાર તો કરો કે સાત સાત બાલહત્યાઓ થઇ તો તેવા રાજ્યમાં રહેવા અમો ખુશી નથી. અમો ચાલ્યા જશું.

રાજા સંતનું-(પ્રજાને ધીરજ આપી કહે છે કે) હે ભાઇઓ! તમારૂં કહેવું સત્ય છે, તમો હવે શાંત થાઓ. થવાનું હતું તે થયું. હવે પછી ગમે તેમ થશે તો પણ આવું કૃત્ય ફરી કરવા દઇશ નહીં. માટે તમો સૌ ચીંતાને દૂર કરો. ને સૌ સૌને ઘેર જાઓ. આમ સર્વને શાંતિ આપીને વિદાય કર્યા.

ત્યારબાદ ગંગાજીએ એક પુત્ર એટલે આઠમા વસુને જન્મ આપ્યો. પ્રથમના નિયમ પ્રમાણે દાસીને બોલાવી કહ્યું કે જા, આ પુત્રને પણ ગંગાજીના જળમાં પધરાવી આવ.

આ વાતની રાજા સંતનુને ખબર મળતાં ત્યાં જઇ કહેવા લાગ્યો કેઃ હે સુંદરી ! વિના અપરાધે સાત બાલક મારી નાખ્યા. લેશ માત્ર પણ દયા આવી નહીં ! આવું કઠોર હૃદય કેમ થયું ? વળી પણ આઠમા પુત્રને મારી નાખવા માટે મોકલો છો ! માટે જરા વિચાર તો કરો કે બાલહત્યાનો દોષ શું છે ! હવે તેમ ન કરો તો સારૂં છેઃ

રાજા- (રાગ : બળુ હું પ્રેમી આગમાં એ ચાલ)

શું છે બાલકોથી વેર, એનો કાળ આણો રે;
કાળ આણો રે, કાંઇ દોષ ન જાણો રે—શું છે ટેક

સાખીઃ અવળી બુદ્ધિ કાં થઇ, કીધું પાપ અપાર:
રહ્યો પુત્ર એક નહીં, થયો વંઝા અવતાર.

બળ્યો વંઝા તણો અવતાર, તમો કાંઇ ન જાણો રે—શું છે ૧

સાખીઃ સુખે રહો સંસારમાં, દુઃખ નહીં તલભાર;
આનંદ આપ્યો ઇશ્વરે, દાસ તણો નહીં પાર.

નથી સ્વપ્નમાંહી દુઃખ, તમે મોજ માણો રે—શું છે ૨

હે સતી એ બાળકોથી આપને શું વેર છે કે એક પણ જીવતો રાખવો નહીં ? આઠ આઠ પુત્રે વંઝીપણું ભોગવવું ? વળી બાળહત્યાઓથી રૌ રૌ નર્કના અધિકારી થવું ? વળી :

(સાખી)

પ્રજા અતિ તલસી રહી, સરવે નાસી જાય.
તો પછી આપણા એકુથી, શી રીતે રહેવાય ?
રેવાશે નહીં સત્ય કહું છું કેવું માનો ને—શું છે ૩

વળી મારી પ્રજા પોકાર કરી રહી છે, તો રાજાનો મુખ્ય ધર્મ છે કે પ્રજાને દુઃખ ન આપતાં બીજું દુઃખ હોય તે પણ ટાળવું. તે તો બાજુ પર રહ્યું; પણ હવે જો આ કાર્ય બનશે તો મારી સઘળી પ્રજા અહીંથી નીકળી જશે અને આપણને દુઃખ ભોગવવાનો સમય આવશે. માટે વિચાર કરી આ વાત પરથી ઉતરી જાઓ તો સારૂં :

ગંગાજી- (રાગ : ઉપરનો)

નથી કહેવાપણું કાંઇ, જરા વચન સંભાળો રે

સાખી આપ વિચારો અંતરે, કુલવાડીની વાત;
પ્રથમ કે'વું હતું મુજને, તો ત્યાંથી ચાલ્યા જાત.

ચાલ્યા જવામાં દુ:ખ નથી, રાજા હવે ન વારો રે—નથી ૧

સાખી વચન આપી આ શું વદો, સત્યવાદી છો આપ;
વેણુ જશે જો આપનું, તો પડશે મોટું પાપ.
વચન જવાનું થાય છે તે, મનમાં ધારો રે—નથી ૨

સાખી વચને રાજા દશરથે, તજ્યા પ્રાણ તે વાર;
રામે આજ્ઞા પાળવા, થયા વન તૈયાર;
હવે તૈયારી મારી જવાની, કાંઇ ન બોલો રે—નથી ૩

રાજા ! આપ સત્યવાદી અને ધર્મિષ્ઠ થઇ આ શું કહો છો ? જો આપનુ બોલેલું વચન મિથ્યા જાય તો મારે અહીં રહેવાની જરૂર નથી :

પણ સાંભળો, પ્રથમ અવધપતિ શ્રી રામચંદ્રજીના પિતા રાજા દશરથજી પાસે તેમની રાણી કૈકેયીએ રામચંદ્રજીને વનવાસ મુકવા માટે વચન માગ્યું. ત્યારે રામચંદ્રજીનો વિયોગ સહન ન કરી શકવાને કારણે રાજા દશરથજીએ પોતાના પ્રાણનો ત્યાગ કર્યો. રામચંદ્રજી વનવાસ ગયા, છતાં પણ પોતાનું વચન પાળ્યું. માટે હે રાજા ! આપનું વચન ગયું તો તેને માટે કાંઇ હરકત નહીં પણ હવે હું પાછળ આવીશ નહીં :

રાજા— (રાગ : ઉપરનો)

સાખી પ્રેમ પૂરો છે આપમાં, આ વખતે લાચાર;
રહો ભલે કદી જાઓ પણ, પુત્ર બચાવો આ વાર.
પુત્રને હવે ન મારશો એવું મન ન જાણો રે—શું ૭

રાણી ! મારો પ્રેમ બરાબર છે પણ આ વખતે નિરૂપાયે લાચાર છું. હવે રહો યા ન રહો એ તમારી મરજીની વાત છે. પણ પુત્રને મારવો તે કોઇ વાતે બનનાર નથી. માટે સમય વિચારો તો સારૂ છે

ગંગાજી— (રાગ : ઉપરનો)

સાખી અમે ભલે ચાલ્યાં જશું, પણ એક વચનની આશ;
માત વિના નવ ઉછરે, બાળકનો છે ત્રાસ.
ત્રાસ છે પૂરો એ બાળનો, તમે નીરખ્યા [illegible] રે—નથી.

આપી પાંચ વરસ પૂરાં થયે, સોંપી જાશું તન;
બ્રહ્મહત્યા છે મુજને જો હોય જુદું મન.
મન જુદુ નથી માહરૂં, મને પુત્ર પ્યારો રે—નથી૦

રાજા ! આપ કહો છો કે એ વાત બનવાની નથી તો મારે હવે આંહી રહેવું નથી. પણ એક વિચાર મનમાં આવ્યો છે તે એજ કે : તુરતનો જન્મેલો બાળક માતુ સિવાય ઉછેરી શકાય નહીં માટે જો આપ રજા આપતા હો તો તેને ઉછેરી પાંચ વર્ષનો કરી આપને સોંપી જઇશ. ત્યાં લગી મારે સ્થળે લઇ જવાની રજા આપો તો સારૂં :

રાજા—હે સુંદરી તે વાત ખરી, પણ પાંચ વર્ષે તું આપી જા કે નહીં તે વાત હું કેમ માની શકું ? ત્યારે—

ગંગાજી—મહારાજા ! જાઓ મારૂં વચન છે કે : એ બાળકને જો કોઇ જાતે અડચણ થાય તો આપ જે કહો તે મારે સાંભળવું. એ હું ઇશ્વર સાક્ષી આપી કહું છું. વળી પાંચ વર્ષનો કરી આપને સોંપી ન જાઉં તો મને બ્રહ્મહત્યાનું પાપ છે. જો આપ માનો તો સારૂં.

આવાં ગંગાજીનાં નિમલ વચન સાંભળી રાજાને વિશ્વાસ આવ્યો અને બાળક લઇ જવાની રજા આપી. ગંગાજી પુત્રને સાથે તેડી ત્યાંથી ચાલી અદ્દશ્ય થઇ ગયા.

પાંચ વર્ષ પૂરા થયા ત્યારે ગંગાજી હસ્તિનાપુરને દરવાજે આવી પુત્રને શહેરમા મોકલી દીધો. તેનું નામ જગતને વિષે પ્રખ્યાત છે. અને તે મહા શૂરવીર, બાણાવળી, વિષ્ણુ ભગવાનનો અનન્ય ભક્ત; વળી જેણે પ્રભુ કૃપા મેળવી નીતિથી નાના ભાઇનો રાજ્ય કારભાર ચલાવી અન્તે મૃત્યુને પણ છ માસ ટકાવી રાખ્યું. ગંગાજીના ઉદરથી જન્મ ધારણ કર્યો; માટે તેમનું નામ પ્રથમ ગાંગેવ એવા નામથી ઓળખાતા. ત્યારબાદ પરશુરામ પાસે ધનુર્વિદ્યાનો અભ્યાસ કરી નીતિનું બરાબર પાલન કરી પિતાને માટે ગૃહસ્થાશ્રમ ત્યાગ કર્યો. સાથે રાજ્ય પણ તજ્યું. વળી માતું યોજન ગંધાને ઉપદેશ કરતાં બહાર વ્હેમ પડતી વાત સાંભળતાં ભયંકર એવું પ્રૌઢ કામ

કરી ભીષ્મ કર્મ કર્યું. ત્યારથી ભીષ્મપિતાના નામથી ઓળખાય છે અને તે નામ સર્વ ઠેકાણે પ્રખ્યાત છે :

ઋષિવર—હે શિષ્ય! મહા ભારતને વિષે પહેલી પાંડવોપતિની વાત તમોને કહી સંભળાવી. જે વાત જન્મેજય રાજાની બ્રહ્મહત્યા ઉતારવા માટે શુકદેવજીએ કહી હતી. તે ગંગાજી તથા આઠવસુઓના શ્રાપ સહીત સંભળાવી. તે સાંભળી મનન કરશે તેને શ્રી કૃષ્ણ પરમાત્મા મન વાંચ્છીત ફળ આપશે.

શિષ્ય-વાહ ધન્ય છે ગુરૂ! આપનાં વચનો સાંભળી અમો ઘણા કૃતાર્થ થયા છીએ. હવે કૃપા કરી પાછળનું વર્ણન કહી સંભળાવો.

ઋષિવર—શિષ્યો! સાંભળો;

ત્રીકમ સાહેબ સહીત હાલ સુધી છ ગાદી થઇ. તેમાં ત્રીકમસાહેબનું વર્ણન કર્યું. હવે હાલે છઠ્ઠી ગાદીએ પ્રેમહંસ નામના સાધુ છે. તેમનું વર્ણન કહું છું તે સાંભળો;

( રાગ : ગીતી )

ત્રીકમેં લીધી સમાધી, રાપર મધ્યે સતગુરૂ શરણુંમાં;
પોપટ કહે સુણો પ્રેમે, છઠ્ઠી ગાદી એ પ્રેમહંસ છે જ્યાં.

---

## છઠ્ઠી ગાદીનું વર્ણન

(રાગ ; સોરઠ)

હવે છઠ્ઠી ગાદીએ શિષ્ય, પ્રેમહંસ આવીઆ રે—હવ ટેક
ત્રીકમ વંશે જન્મ થયો છે, ખાનગુરૂ ઉપદેશ કર્યો છે;
પ્રભુ કૃપાએ ત્રીકમ ચરણ દીપાવીઆ રે—હવે છઠ્ઠી. ૧
સમગુરૂ કેરૂં શરણુ માગ્યું, દુઃખ સર્વ પોતાનું ભાગ્યું;
કરી સંતોની સેવા, સર્વને ભાવીઆરે—હવે છઠ્ઠી ૨
સીયારામની ભક્તિ કીધી, અંતર આસન બીજી લીધી;
મહાવિર નિજ મંદીરમાં, પધરાવીઆ રે—હવે છઠ્ઠી. ૩
ગુરૂ પ્રતાપે મંડપ રચીઓ, આવી સેવકને હદીએ વસીઓ,
કરી પુર્ણ ને, ગાદીપરવાનો લાવીઆ રે—હવે છઠ્ઠી. ૪

પ્રથમ પાંચ ગાદીનું વર્ણન કર્યું હવે છઠ્ઠી ગાદીએ હાલ ખાનશિષ્ય પ્રેમહંસ નામના છે જેમણે ગુરૂ ત્રીકમ સાહેબની કૃપા વડે માહા મંડપ પુરો કરી છઠ્ઠી ગાદીએ બેઠા તે વર્ણન સાંભળો :

પલાસવા ગામ મધ્યે ત્રીકમવંશી સાધુ ધનદાસ–માતાકકુબાઇના પેટે સવંત ૧૯૪૬ના મહાવદિ ૧૪ સોમવાર (મહા શીવરાત્રી)ના રોજ જનમ્યા હતા. પુર્વના સારા સંસ્કારને લઇને પ્રભુ ભક્તિમાં નાની ઉમરમાં જ મન ખેંચાતું:

ત્રીકમ સાહેબના મંદીર (દ્વાર)માં ગુરૂ ખાનસાહેબ પાસે આવી ચરણુમાં પડી હાથ જોડી કહેવા લાગ્યા કે. હે ગુરૂ મારા માતપિતા આપ છો હું આપને શરણે આવ્યો છું.

**પ્રેમહંસ—** (રાગ : મહેતાજીરે–શું મહીમુલ બતાવું)

આવ્યો શરણે રે, સંત સદા સુખકારી, સંત નામપરે જાઉ વારી–આવ્યો
સંસાર સમુદ્રેથી તારો રે, મને બાંય ઝીલી ને ઉગારો રે;
વૃતી સુધારો રે, સર્વ સંકટ દયા ટાળી—આવ્યો ૧
આપી બોધને ભમણા ટાળો રે, ધન્ય દીવસ ગણીશ હું મારો રે;
કૃપા કરજો રે, કુબુધીથી લેજો વારી— આવ્યો ૨
જો હોય પુર્વના પુન્ય રે, મલે ગુરૂ રહે નહી ન્યુનરે,
કરૂ તુહી તુહી રે, નામ પરે બલીહારી— આવ્યો ૩

આવાં નમ્ર વચન સાંભળી ગુરૂએ આશિષ આપી ને કહેવા લાગ્યા :

(દોહરો)

આશિષ આપું બાલકા, અંતર છે બહુ પ્રેમ,
પ્રભુ ભક્તિ કરજે સદા, રહેજે કુશળ ક્ષેમ.

**પ્રેમહંસ—** (રાગ : દીડી)

કરી જોર ગુરૂ આશિષ આપો સારી, કરો દાસને પુરેપુરો આભારી;
ધરી પ્રેમ શરણુ માંહી આવ્યો, અતિ અંતરે ભરોસો પુરો લાવ્યો.
થયો મગ્ન દેખી પ્રિતી આ તમારી—કરી મહેર ગુરૂ. ૧
દાસ વિનયથી વચન એક માગે, સદા આપની કૃપા એ દુઃખ ભાંગે.
કરૂ ભક્તિ ને રહુ ઉમંગ ધારી—કરી મહેર ગુરૂ. ૨

હવે મુકી હાથ ગુરૂ અમ થાઓ, લઉં જીંદગી તણો હું પુરો લ્હાવો.
આપો આજ્ઞા સુણી થાઉ સુખકારી—કરી મહેર ગુરૂ. ૩

મહારાજ આપની આશિષ હું શિરપર ચડાવું છું, હવે કૃપા કરી મને આપનો દાસ સ્થાપો, કે જેથી કરી આપનો હું પુરણ આભાર માનીશ. અને સારી રીતે પ્રભુ ભક્તિ કરીશ. આવાં દીનતાનાં વાક્યો સાંભળી ખાન સાહેબ મનમાં ખુશી થયા અને પોતા પાસે બેસાડી સદોપદેશ કરવા લાગ્યા.

પ્રેમહંસ- (રાગઃ મરાઠી સાખી)

આપી ઉપદેશને નિર્ભય કીધો, તમ ચરણું નો દાસ;
દયા દ્રષ્ટિ ગુરૂ કરજો હંમેશાં, રાખો સદા નિજ પાસ.
હું અંતર ઠરૂ, આપતણી નિત્ય સેવાકરૂ હું—અંતર ઠરૂ.

એમ ગુરૂ ચરણની સેવા સાથે પ્રભુ ભક્તિ કરી આનંદથી વખત ગાળે છે તેવા સમયમાં દૈવ ઇચ્છાએ થોડી મુદતમાંજ ગુરૂ ખાન સાહેબે ગુરૂ ચરણમાં વાસ કર્યો. (સમાધીસ્તથયા)

ગુરૂના આપેલ બોધ પ્રમાણે ભકિત કરે છે અને શાન્તિથી વખત ચાલ્યો જાય છે. કોઈ વખત ગુરૂ યાદ આવવાથી મનને પરીતાપ પણ થાય છે.

એક વખત બેડા બેડા વિચાર કરે છે. ગુરૂ યાદ આવવાથી હૃદય ભરાઇ આવ્યું, ત્યારે ઉઠી મંદીરમાં જઇ જ્યાં સતગુરૂ ત્રીકમ સાહેબનાં ચરણ સ્થાપિત છે ત્યાં બેડા. અને સ્તુતિ કરી કહેવા લાગ્યા કે :

પ્રેમહંસ— (રાગ : લલીત)

દાસ સંભાળોને સહાયતા કરો, અરજ બાલની ઉરવિષે ધરો;
બહુ મુંઝાઉ છું શું હવે કરૂં, થાતું સ્હાય રે ઓ હશે ગુરૂ.
શરણ આવતાં પાપીઓ બચ્યા, નિજ પ્રતાપથી ભકિતમાં મચ્યાં;
જન્મ માહરો એળે જાય છે, કરી દયા ગુરૂ થાજો સ્હાય રે.

આમ ગુરૂનું સ્મરણ કરી ધ્યાનમાં બેઠા છે. ત્યાં હૃદયને વિષે સત્યાભ્યાસ થયો. ને જણાયું કે : સાક્ષાત કોઇ જોગીરાજ સામે આવી ઉભા હોય તેવું જોવામાં આવ્યુ.

પ્રેમહુંસ—મહારાજ આપને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરૂં છું.
યોગીરાજ—બચ્ચા સુખી રહો.

સાંભળ : (રાગ મરાઠી શાખી)

નિર્ણય તુજને કરવા આવ્યો, સત્ય વચન છે મારૂં;
પ્રભુને સમરી મંડપ કરજે, કાર્ય સુધરશે તારૂં.
હું સત્ય કહું, સુખી રહો એ આશિષ દહું—હું સત્ય કહું.

હે શિષ્ય તું જરાપણ દીલગીર નથા. શાન્ત મન રાખી હૃદયમા પ્રભુને યાદ કરી, મંડપ કર વિશ્વાસ રાખજે. આવા શબ્દો સાંભળતાંની સાથેજ આભાસ બંધ થયો. શું થયું તેકાંઇ જાણી શકાયું નહીં. વિચાર કરે છે કે મારા પર ગુરૂ કૃપા છે તે વાત સત્ય છે પણ શું કરવું તે કાંઇ સુઝતું નથી. મંડપ કરવાની આજ્ઞા કરી એમ સમજાયું પણ મારા પાસે કાંઇ તેવું સાધન નથી અસંખ્ય મનુષ્યો આવશે તેને જમવાને માટે તો ઠીકજ પણ પાણી પુરૂ કરી શકુ તેવું જોઇતું સાધન નથી, સારવાર પુરતાં માણસો પણ નથી, અવલમાં પેલી પૈસાની જરૂર તે પણ નથી તો શીરીતે કરવું તેનો વિચાર હૃદયમાં આવવાથી ફરી પ્રભુ સ્મરણ કરવા લાગ્યા. સ્તુતિ કરે છે.

પ્રેમહુંસ— (રાગઃ સખા પર ભવ પાપ અપાય)

પ્રભુ સુઝે ન મુજને કાંઈ, જીવ અકલાય છે;
થાય મંડપ કરવા મન, સાધન દુઃખ થાય છે— પ્રભુ.
કરી સહાયતા મલ્યા ગુરૂરાજ, દેખી મારાંદીલ ઠર્યાં
આપી આજ્ઞા મંડપની આજ, વચન મેં હૃદય ધર્યાં— પ્રભુ.
નથી પૈસો કે ટકો કંઈ પાસ, કૃપા છે એક તાહરી;
કરશે દયા પ્રભુ દીન દયાલ, રાખશે ટેક માહરી, પ્રભુ.
છે આપ વચન આધાર, ઘણાને બચાવીઆ;
કરતા સમરણ મનની સાથ. તુરત ત્યાં આવીઆ— પ્રભુ.

ગુરૂ વચન પર વિશ્વાસ રાખવો તે સહાયતા કરશે જેમનું સ્મરણ કરતાંજ દરશન આપી દુઃખથી મુકત કર્યો. એવા દયાલુ ગુરૂ સદા મારી—સહાયતા કરશે આમ ધારી રાપર દરીઆ સ્થાનમાં મહંત અમરદાસજી પાસે જવા તૈયારી કરી.

કર્તા— (રાગ : ગીતી)

અશ્વ એક ત્યાં લાવી, આવ્યા રાપુર જ્યાં હરીઆ સ્થાને;
નમન કર્યું જઇ પ્રિતે, જ્યાં છે ત્રીકમ સત ગુરૂનું ધામે.

રાપર મુકામે આવી ત્રીકમ સાહેબ તથા ગુરૂ ખીમ સાહેબના ચરણમાં નમસ્કાર કરી પ્રેમથી સતાર હાથમાં લઇ ભજન કર્યું.

ભજન રાગ

ગુરૂનાં જેણે ગુણ જ ગાયા, તેના કારજ સરે;
પ્રેમ કરીને આવે શરણુંમાં, તેનાપર હાથ ધરે– ગુરૂના. ૧

નાભી કમળમાં કસ્તુરી વસે છે, મૃગો દોડતો ફરે;
દોડી દોડી તું થાકી જવાનો એમાં તારૂ કાંઇ નહી વળે–ગુરૂના. ૨

પાણીનો પરપોટો પાણીમાં ભરાય છે, પાણીમાં પાણી થઇ મળે;
નુગરાં માણુસ જાશે ગોથાં ખાતાં, કોકજ વીરલા તરે–ગુરૂનાં. ૩

સુખદેવજી ને સાન બતાવી તુતો જનકને ગુરૂ કરે;
એક હાથ દીઠો માયાના ઉપરે, બીજો હાથ અગ્નીમાં બળે–ગુરૂનાં. ૪

ખરા ગુરૂ જ્યારે આવી મલે, ત્યારે અજ્ઞાન અંધારૂ ટળે;
સુરતા રાખી જુઓ સુન્યમાં, ત્યાં હંસ બેઠો આનંદ કરે–ગુરૂનાં ૫

અમૃતની ધારા અખંડ વરસે છે, એમાં મોતી પાકે છે કોકપળે
ખાન પ્રતાપે પ્રેમ હંસ ગાવે, ખબરૂ પડશે ખળે– ગુરૂનાં. ૬

એમ ભજન ચાર કર્યાં. (તેમાં એક આંહી દર્શાવ્યું છે બાકી પાછળના પદમાં લખેલ છે.)

ભજનની સમાપ્તી કરી સતઅમરદાસજી પાસે આવી નમન કરી સર્વ હકીકતથી વાકેફ કર્યા તેઓ સાંભળી ખુશી થયા.

સાધુ મંડલ સહીત અમરદાસજી તથા પ્રેમહંસ ચિત્રોડ મધ્યે આવ્યા. બ્રાહ્મણોને બોલાવી મંડપ કરવા માટે મુહુરત જોવરાવી નક્કી કર્યું. સાં ૧૯૭૭ ના મહા વદ ૨ ને ગુરૂવાર ના રોજ કળશ સ્થાપન. વદ ૩ શુકરના રોજ ધ્વજા ચડાવવાનું નક્કી કરી દેશ પરદેશની એટલે કચ્છ, કાઠીયાવાડ, સિંધ, ગુજરાત વગેરે ઠેકાણે સર્વ સંતોને મંડપ પર પધારવા કંકોત્રીઓ લખી.

(રાગ : ત્રેતાલી ચોપાઇ)

મલ્યો સર્વે વિપ્રોનો સંગાત, સાથે બેઠા છે સંતોનો સાથ;
જોઇ મુહુરત ને કહે ધન્ય ધન્ય, મહા વિદત્રીજ તણો શુંભદન.
સંવત ઓગણીસ તોતેર સાલ, ગુરૂ શુકરનો રાખશો ખ્યાલ;
તેમાં વિઘન પડે નહી કોઇ, કહીએ અમે ખરેખર જોઇ.
ઉડે અબીલ ગુલાલ ઉમંગે, શુભ કંકોત્રી કામ પ્રસંગે;
લખ્યા કાગલો દેશ વિદેશ, ઉરમા ચીંતા નહી લવલેશ.

કંકોત્રીવર્ણન (મરાઠી સાખી)

પ્રેમહંસ—કૃપા કરી ને સર્વે પધારશો, સાધુ મંડલીઓ સંગ;
સંતો આવે કામ સુધરસે, પાવન થાય મુજ અંગ.
માટે કરસો ન વાર, વિદ બીજના આવો આહાર, માટે કરસો ન વાર.

આવી રીતે ઉપર પ્રમાણે કંકોત્રીઓ લખી સર્વ સાધુ સંતોને આમંત્રણ મોકલ્યું; ત્યાર બાદ હવે વહેપારીઓ તથા બીજા લોકોને બોલાવીને કહ્યું કે;

પ્રેમહંસ— (મરાઠી સાખી)

સત્ય ગુરૂનો હુકમ થયો છે, કરવું મંડપ કામ;
સરવે સાહિત્યો પુરાં પાડો, રાખો સૌ હયે હામ.
મળશે મનુષ્ય સાથ, લાજ રાખસે ત્રીલોકી નાથ— મલશે.

ગુરૂની આજ્ઞાથી મંડપ કરવો છે, કામ મોટું છે. કારણ કે અસંખ્ય મનુષ્યો આવશે માટે સર્વ સાહિત્યો પુરાં પાડો અને મદદગાર થાઓ. સર્વની લાજ ત્રીલોકીનો નાથ પરમાત્મા રાખશે.

ઉપરની સર્વ હકીકત સાંભળી વહેપારીઓ તેમજ બીજા સઘળા લોકો વિચારવા લાગ્યા કે, દેશ પરદેશનાં માણસો આવશે. સઘળી ચીજ વસ્તુ વિગેરે ખપતી જણસો પુરી પાડી શકાશે કે નહી તે કહી શકાય નહી. માટે આપણુથી આ કાર્ય બનશે નહીં માટે ના કહીએ એ વધારે સારૂ છે. આમ વિચાર કરી કહેવા લાગ્યા કે;

વહેપારી તથા વસ્તી—(મરાઠી : સાખી)

કામ હશે તે સવે કરશું, તેના નથી ચીંતાય;
સામાન સર્વેનું પુરૂ પડે નહી. તે વાત અમથી ન થાય.
કરો બીજે તપાસ, હવે નથી રહયો પુરો માસ—કરો બીજે તપાસ.

કામ તથા સારવાર બનતી મહેનતે સર્વ કરશું પણ સામાન અમારાથી પુરો પાડી શકાય તેમ નથી, માટે જલદી બીજે તપાસ કરો કારણ કે હવે પુરો એક માસ પણ રહેલો નથી.

ઉત્તર શાન્તિકારક પણ સામાન પુરો પાડી શકાય તેમ નથી. આ શબ્દો સાંભળી ઘણી ચીંતા થઈ. ફરી સ્મરણ કરવા લાગ્યા.

પ્રેમહંસ– (રાગ:નાગ આ કરડયો જીવમારો જાય રામા)

દાસ ચરણ નો ગુરૂ, શરણ આવ્યો તમારી,.
સકલ દુઃખથી મુજને બચાવ્યો, થયા સાયકરી;
ખરા નામ પરે જાઉ વારી – દાસ ચરણનો ગુરૂ.
આપ કૃપાથી શાન્તિ ને પામ્યો,
તમ જ્ઞાને પ્રભુ ને ભજ્યું, થયો સુખકારી– દાસ.
સંકટ સમય આવ્યો સુઝે નહી કાંઇ હવે,
કરો દયા ને કાંમતી, જાયછે મુંઝાઇ મારી– દાસ.
આપ કૃપા કામ આરંભ્યું,
નહી થાય પુરૂ તો, જાણવી ખુવારી – દાસ,

હે ગુરૂ તમારી આજ્ઞાથી કામનો આરંભ કર્યો. તે પુરૂ નહી થાય તો હું દુનીયામાં શું મોઢું બતાવીશ. આમ કહેતાંની સાથે હ્રદયમાં વિચાર થયો ગામ પલાસવા જવાનો વિચાર નકી કર્યો, એટલે હ્રદયમાં પ્રભુ પ્રેરણા થઇ કે તુરત જા.

પલાસવામાં આવી ગૃહસ્થ વેપારીઓને બોલાવી સઘળી હકીકત કહી સમજાવી. સામાન તમામ આપવા વેપારીએ કબુલાત આપી ખુશી થઇને ચિત્રોડમાં આવી. ઠાકોર સાહેબે કામ કાજ માટે મદદ આપવા માણસોની માગણી કરતાં સંતોષકારક ઉતર મળ્યો. નાકાથી બહાર નિશાળમાં સામાન સાચવવાની ગોઠવણ કરીને તેની સામે એક મોટો ડેલો છે તેની અંદર પકવાન બનાવવાની ગોઠવણ કરી તે ડેલાની અંદરના ભાગમાં ખુલો ચોક છે. તેમાં એક મોટું ટાંકુ ચુનાબંધ કરાવી તેમાં પણી ભરી રાખવા નકી કર્યું. એમ સઘળી પુરે પુરી ગોઠવણ કરી માહાજનમાંથી તથા બે પટેલોને ગામ પલાસવા માલનો તપાસ કરી લાવવા માટે મોકલ્યા;

ગોળ, ઘી, ઇત્યાદી જે કાંઇ ખપે તે તપાસ કરી લાવી નિશાળમાં રખાવ્યો ને સામેના ડેલામાં રસોઇ થવા લાગી. એમ સરવે તૈયારી કરી છે.

માહા વદ એકમના રોજથી માણસો આવવા લાગ્યાં. સાંજ થઇ ત્યાં માણસોની મેદની ભરાઇ ગઇ બહાર વેપારીઓએ દુકાનો કરી.

નિશાળની સામેના ભાગમાં સ્થંભ રોપવામાં આવ્યો હતો. બીજને દિવસે સાધુ સંતની મંડલીઓ અને બીજાં ઘણાં માણસો આવવા લાગ્યાં. તે જોઇ ગામના માણસોના મનને ગભરામણ થવા લાગી અને કહેવા લાગ્યા કે પ્રભુ લાજ રાખશે. તે સાંભળી પ્રેમ હંસ પ્રભુ સ્તુતી કરે છે,

(રાગઃ આસા ગોડી)

આસરો એક છે તમારો, વિશ્વંભર આસરો એક તમારો;
આપ ચરણમાં મુસ્તકનામું, વીનતી આ દાસની સ્વીકારો–વિશ્વંભર
મનુષ્ય મેદની મળી છે અતીશે, જોઇ ઘણો ગભરાણો–વિશ્વંભર
લાજ શરમ પ્રભુ હાથ તમારે, માલીક છો પ્રભુ મારો–વિશ્વંભર
જય જયકાર આંહી બોલાય, એવો ભરોસો છે તારો–વિશ્વભંભર

એમ પ્રભુ સ્તુતી કરી સ્થંભે જઇ હવન કરી કલશ સ્થાપ્યો ત્યાં ઝાંઝ પખાજ કીડતાલ ચોતરફ વાગી રહ્યાં છે, સાથે શંખનાદ પણ થઇ રહયો છે.

સંત અમરદાસજી (રાપરવાળા) સ્થંભ પાસે જઇ ભજન કરે છે.

થોડીવાર થતાંમાં તો સાધુ સંતોનાં ટોળેટોળાં આવવા લાગ્યાં. સામૈયાં થાય છે. અબીલ, ગુલાલ ઉડે છે–અને સાધુઓ ભજન કરે છે.

ત્રીજના દીવસે પ્રાતઃકાળ થતાંની સાથે મનુષ્યોને જમાડવાનું શરૂ કર્યું. સારવાર માટે ગામનાં માણુસો ઠેકાણે ઠેકાણે ઉભા રહ્યાં છે.

જય જયના શબ્દો કરી ધ્વજા ચડાવે છે. દૈવ કૃપાએ આ વખતે આ સ્થળ અતિ સોહામણું લાગે છે. તે વિશે વધારે વર્ણન કરતો નથી.

( રાગ : લાવણી—મુજ ઉપર ગુજરી )

કહું મંડપ વર્ણન શોભા બની છે સારી,
થયું કામ અલૌકીક મતી ન પોચે મારી;
મલ્યા દેશ દેશના સાધુ સંત ને જ્ઞાની,
કરે દર્શન ભાવે ધન્ય જન્મને માની
વાગે ઝાંઝ પખાજ ને સંખ નાદ ત્યાં થાય,
કરે પ્રભુ સેવા ને આરતી ત્યાં ઉતરાય;
કરી જય જય શબ્દો જમે છે ભાવ ધરીને,
થાય ખુશી વેપારી ત્યાં વેપાર કરીને;
એમ આનંદ કરતાં દિવસ થયો છે અસ્ત,
સૌ નમે ત્રીકમને જોડીને બે હસ્ત;

ધામધુમમાં દિવસ નિર્ગમન થયો. સર્વ માણસો સારી રીતે જમ્યાં. જમી રહ્યા બાદ પ્રભુ કૃપાએ તેટલું ને તેટલું જોવામાં આવ્યું. અને સર્વના મનને વિસ્મય થયો :

મંડપ સમાપ્તી થઇ રહ્યા બાદ સર્વ સાધુઓએ સત્ય ગુરૂ ત્રીકમ ચરણમાં નમસ્કાર કર્યો. ને પ્રેમહંસને આશીષ આપી સૌ સૌને સ્થળે ગયા :

ત્યાર પછી રાપર દરીયા સ્થાનના મહંત અમરદાસજીએ પ્રેમહંસને તીલક કરી તે ગાડીએ બેસાડયા : થોડા દિવસ રહી આનંદથી ભક્તિ કરી ત્યાર બાદ તેઓ પણ પોતાને સ્થળે ગયા.

ઋષિવર—હે શિષ્યો ત્રીકમ સાહેબે ગુરૂસેવા સાથે પ્રભુ ભક્તિ કરી તે પ્રભાવ વડે તેમનું નામ હજી પણ પ્રસિદ્ધ છે. દુરદેશાવરથી ઘણાક મનુષ્યો દર્શનાર્થે આવે છે. કોઇ તન મનથી સેવા કરે છે ને કોઇ કોઇ શ્રદ્ધાથી પુત્રાદી ચરણમાં અર્પણ કરે છે. આ સઘળો પ્રતાપ પ્રભુ ભક્તિ ને ગુરૂ સેવાનો છે. તે ગાદીએ હાલે પ્રેમહંસ નામના સાધુ છે.

ગુરૂ કૃપાથી ને પરમ દયાળુ પરમાત્માની દયાથી મંડપનું અદ્ભુત કામ કર્યું. તે પણ તમોને કહી સંભળાવ્યું. આ સઘળો પ્રતાપ ભક્તિનો જ છે, માટે સદ્બુદ્ધીથી ગુરૂ ચરણમાં મસ્તક નમાવી જ્ઞાન

ગ્રહણ કરી પ્રભુ ભક્તિથી પરમ પદને મેળવવા પ્રયત્ન કરવો એ જ મનુષ્ય દેહની ફરજ છે. સાંભળોઃ

(રાગઃ બારમાસનો—સખી પરભવ પાપ અમાપ,

કર્યો ગુરૂ સેવા ભક્તિ મહમાય, સકળ દુઃખ વામીઆ;
થયો દિલમાં અતિ આનંદ, પ્રભુને મસ્તક નામીયાં,
આપ્યો ત્રીકમે તમને તાપ, ત્રીલોકીને જાણીઆ;
ટાળયા મનના સર્વ સંદેહ, હૃદય હરી આણીઆ;
એવા સંતનુ કર્યું વર્ણન, સુણતાં સુખ તો થશે;
જો હોય હરી ને મલવા મન, પ્રેમે પ્રભુ આવશે;

શિષ્યો– મહારાજ મહાત્માનું વર્ણન સંભળાવી આ દાસને કૃતાર્થ કર્યો, એમ આપનો આભાર માનીએ છીએ. પણ ત્રીકમ સાહેબ પછીની ચાર ગાદીનું વર્ણન તથા ત્રીકમ સાહેબે શિષ્યોને કરેલો બોધ તે સર્વ વૃતાંત હજી સંભળાવ્યો નથી માટે કૃપા કરી સંભાળાવો તો સારૂં;

ઋષિવર—હે શિષ્યો ! તે વર્ણન આવતી કાલે પ્રાતઃ કાળમાં આ સ્થળે આવશો ત્યારે કહી સંભળાવીશ. કારણ કે, આજે સંધ્યાનો વખત થયો છે, માટે સવારના વેળાસર આવશો. ઋષિવરની આજ્ઞા થતા સર્વ નમન કરી ઉભા થઇ પ્રભુ ગુણનું વર્ણન કરતા ચાલ્યા;

ઋષિઓ– (રાગઃ ધના શ્રી )

સૌના સરજનહાર, વિશ્વંભર –સૌના સરજનહાર.
સચીદાનંદ છે સ્વરૂપ તમારૂ, નમીયે વારંવાર – વિશ્વંભર
અજ્ઞાન હું પણ શરણુંમાં આવ્યો, કરશો નાથ ઉધ્ધાર-વિશ્વંભર.
ગુન્હા મારા સામું જોશો ન વાલા, બૃદ સામું જોઇને ઉગાર–વિશ્વંભર
પોપટ કહે પ્રભુ પાવન કરજો, તારી પાર ઉતાર–વિશ્વંભર.

એમ સ્તુતિ કરતા સર્વ પોતપોતાને આશ્રમે ગયા ! સંધ્યાવંદનાદી નિત્ય કર્મથી પરવારી, જમી અને સુખ ધ્યાન કર્યું;

(રાગ અથાય શક્તી ધારનાર )

નમન હું કરૂં છું નાથ, ઉભો સામો જોડી હાથ;
કર કૃપાનું દીન દયાલ, ઉગાર છું અજ્ઞાન બાલ-નમન હું.

દયા દ્રષ્ટિથી કૈંક તાર્યા, અજામેલ સરીખા ઓધાર્યા;
ગુના સામું ન જોશો નાથ, તારો સમુદ્ર ગૃહીને હાથ—નમન હું.
આપ ગુણ તણો નહી પાર, કરગરી કહું કીરતાર;
રાખશો બાનાની લાજ, શરણુ આવ્યો શીર તાજ—નમન હું.
ભુલચુકની તમામ, મારી માગું આણે ઠામ;
પતીત પાવન પુરણ કામ, પોપટ તણી પુરશો હામ—નમન હું.

## આરતી(રાગઃ જય શીવ ૐ કારા )

જય ઓહંમ્ સોહંમ્ દેવા, પ્રભુ ઓહંમ્ શોહંમ્ દેવા.
શાન્તિ થાય સ્મરતાં, અમૃત ને મેવા—જય ૐ.
પેલું સ્મરણ કર્યું પ્રલ્હાદે , પિતા કોપ્યા ત્યારે;
પ્રભુ પીતા કોપ્યા ત્યારે ( ૨ ) બલતા સ્થંભે બચાવ્યો,
હોરણ્યા કંસ મારી, જય ઓહંમ, સોહંમ્ દેવા. ૧
ધ્રુવ, મીરાં અમરીસ ઉગાર્યા, નાગર નરસૈયો;
પ્રભુ નાગર નરસૈયો. (૨) ભજન થકી ઉગરીએ,
તરીઆ ભવસાગર—જય ઓહંમ્ શોહંમ્ દેવા. ૨
નામ પ્રતાપે સુખ પામીને, અનેક બચ્યા પ્રાણી,
પ્રભુ અનેક બચ્યા પ્રાણી, અન મેલ કસાઇ,
સદમુકતી આપી—જય ઓહંમ્ શોહંમ્ દેવા. ૩
અનહદ ધુન ગગનમાં ગરજે, છે સાચાં મોતી,
પ્રભુ છે સાચાં મોતી (૨) પોપટ કહે ત્યાં પોચો,
અદભુત જ્યાં મોતી—જય ઓહંમ્ શોહંમ્ દેવા. ૪

## દોહરો

શ્રીકમ ચરીત્ર પુરૂ થયું, સમરો સૌ ઘનસ્યામ;
એક વાર પ્રેમે કહો, જય જય જય શ્રી રામ.

**બોલો શ્રી રામચંદ્ર દેવની જય**

**: સમાપ્ત :**

## ભજન

ગુરૂના જેણે ચરણ ગ્રહ્યાં, તેને યમરાજા શું કરે;
ત્રવેણીના તીર ઉપરે, શુંનમાં સમાધી ધરે—ગુરૂનાં ૧

પાંચે પાન્ડવ સત્યવાદી, હેમાળો જઈ ગળે;
કળીયુગનો વારો બેઠો છે, ભાઈઓ તમે ચેતી જાઓ આપલે—ગુરૂનાં ૨

સતનામું તુને ગુરૂએ સુણાવ્યું, આડો અવળો કેમ તરે;
નિર સુરતાથી ધ્યાન ધરીલે, પરસ્વરતીને પુર પરે—ગુરૂનાં ૩

ભ્રમનો ભાગો મારે ગુરૂએ બતાવ્યો, ભ્રમ થૈ ભ્રમમાં ભળે;
નિરાકાર છે આકાર વિનાનો, તેને કોક આત્મા કળે—ગુરૂનાં ૪

પાંચ તત્વનું બન્યું છે પીંજરૂં, તેમાં અણઘડ બેઠો અવાજ કરે;
એ અવાજ વચન થાય છે, સુખ મણામાં માળા ફરે—ગુરૂનાં ૫

આતમાખોજી દેદાર ઘટમાં પાયો, ભજન બીજાનું હવે નહી કરે;
ખાન પ્રતાપે પ્રેમહંસ બોલ્યા, અમર પુરૂષ આવી તેને વરે—ગુરૂનાં ૬

## રાગ ઉપરનો

ગુરૂનું જેણે જ્ઞાન ન લીધું તેની એળે અવસ્થા ગઈ;
ચેતવું હોય તો તરત ચેતી લે, મુળી થોડી તારે રહી—ગુરૂનું ૧

પંચની પાસેથી તું માગી લાવ્યો છે, પાંચ દીવસનું કહી;
એ વચન તું ભુલી ગયો, આ સંસારમાં રહી-ગુરૂનુ ૨

અંતે જ એને સોંપવી પડશે, પાંચ ભુતોની દહી;
ધર્મની પાસે ઉભો રાખશે, ત્યાં ઉતર આવશે નહીં—ગુરૂનું ૩

ધર્મ રાજા તુંને પુછશે, તેં કેવી કમાણી કરી;
મનુષ્યના જેવો દેહ આપ્યો તુંને, શું આવ્યો લાભ તુ લઇ—ગુરૂનું ૪

તન મનથી સેવા કરજે ગુરૂના શરણમાં જઈ;
જનમ મરણનો કાગળ ફાડશે, બેસને નિર્ભય થઇ—ગુરૂનું ૫

પરવાનું લખાવી લ્યો ગુરૂની પાસેથી, અંતે જાવું પડશે વહી;
ખાન પ્રતાપે પ્રેમહંસ બોલ્યા, ત્યાં હજુર નાંખશે સહી—ગુરૂનું ૬

ભજન          રાગઃ એજ

સંતોની જેણે નિંદા કીધી, તેતો જરૂર ચોરાસીમાં જાયે;
એમ લખ અવતાર ખોઇશ મા, ફેર પાછો નહીં આવે–સંતોની ૧
આ કાયામાં અલજળ ભરીઓ, તેનો પાર કાંઈ નાવે;
મરજીવા હોઇ ને પકશે મેરામણ, અમુલ મોતી ગોતી લાવે–સંતો ૨
નીદા ગારાની મુક્તિ નથી થાતી, વેદ વાણી એમ કાવે
તેતો ત્યાંથી ભમતો ભમતો, પ્રેતયોની લખ પાવે–સતોની ૩
જાદુગરે જુક્તિ રચી, ત્યાં નવા નવા ખેલ બેઠો લાવે;
તેમાં તો એ લેપન નથી થાતો, ફરે છે નિર્ગુણ દાવે–સંતોની ૪
આ કાયામાંથી આતમ ધન શોધી લે, જેમ માખણ ને તાવે;
તેને તો તું છોડીશ નહીં, મેર કરીને દીધું માવે—સંતોની. ૫
ગુરૂનાં ચરણમાં જાઇ કરીને, ભક્તિ કરી લે ભાવે;
ગુરૂ ખાને દયા કરી, ત્યારે પ્રેમહંસ ગાવે—સંતોની. ૬

## ત્રીકમ સાહેબનો સરખો

આદ અનાદે આતમ જાણે, આતમ પર આતમ એક પ્રમાણે;
એવા ભેદની જાણે છે વાત, ભુતળમાં તેહ થયા પ્રખ્યાત.
એવા સાધુનું વર્ણન કરીએ, કહી સાંભળી દીલમાં ઠરીએ;
કચ્છ વાગડમાં ચિત્રોડ ગામ, તીર્થ સરીખું મોટું છે ધામ.
આપ્યા પરચાને ઓળખ્યા શ્યામ, દેશ વિદેશે શોભે છે નામ;
તેહ વર્ણન કરૂં છું પ્રિતે, સરવે સાંભળજો એકજ ચીતે.
ગરવા ગ્નાતીમાં જન્મ જ ધાર્યો, ગામ રામવાવ સ્થળ છે સારો;
નામ ત્રીકમ તો ધર્યું છે સારૂં, ગુરૂ મળ્યા જેને તારણહાર.
કાગનોરામાં અદભુત જોગી, રામ ગુરૂ છે ગ્નાનના ભોગી;
પોચ્યા પ્રેમે એ જોગીના પાસ, શિષ્ય થવાની મનમાં છે આશ.
ગુરૂજી કહે સંસારમાં જાઓ, આપું આશિષ ને ભોગવો લાવો;
ત્યારે ત્રીકમ બોલ્યા છે વાણ, નહીં જાઉં મુજને છે ગુરૂ આણ.

આપ સેવાનો દીજીએ લાભ, તમ વિના છે ધરતી ને આભ;
સુણી વચનને રીઝયું છે મન, આપ્યું જ્ઞાન ને થયા પ્રસન.
આપી બોધને બોલ્યા છે વાણુ, સાંભળો શિષ્ય ચતુર સુજાણુઃ
મારે સમાધી તુરતજ લેવી, માટે રાપર જાઓ વાત છે એવી.

ખીમા તમારા ગુરૂ છે સાચા, બ્રમ જ્ઞાનમાં રહ્યા છે રાચ્યા;
સત્ય કહું છું માની જાઓ મારૂં, રાખો શ્રદ્ધા તો સરવે છે સારૂં

વચન સાંભળ્યાં રાજાનાં જ્યારે, ત્રીકમ ઉઠીને ચાલ્યો છે ત્યારે;
આવી મળ્યા છે માતને તાત, સગાં સહોદર પુત્રી ને ભ્રાત.
પિતાની આજ્ઞા માગીને ચાલ્યા, રાપરમાં આવી ગુરૂથી માલ્યા;
ખીમ સાહેબને કરી કર જોડ, કીધી દયાને પુર્યા છે કોડ.

ગુરૂપદ ધારણુ કર્યું તતકાલ, જનમ મરણુનો નહીં આવે આળ;
કરી સેવાને રહ્યા ગુરૂ પાસ, ખીમ-ભાણુ-રવી પુરે છે આશ.

એમ આનંદમાં દીવસ જાય, ત્રીકમને તીરથ કરવા મન થાય;
બોલ્યા ગુરૂ પાસે જોડી હાથ, ખીમ કહે અમે ચાલશું સાથ.

સરવ મલીને દવારીકાં જાય, ભજે છે સદા રણછોડ રાય;
માહા સમુદ્રે જાજમાં બેઠાં, કહે ત્રીકમને ઉતરો હેઠાં.

બોલ્યા ખીમ-રવી સાધુ આપ રો, જ્ઞાન ભક્તિમાં નથી અધુરો;
ચાર વરણુથી ઉંચો છે સત, માટે તેનો કોઇ નહી લેશો અંત.

મુરખ લોકને નવ આવ્યું જ્ઞાન, હોડું હંકારતાં આવ્યું છે તાન;
ત્રીકમે પ્રભુનું શરણુ લીધું, બેસી સમુદ્રે જવાનું કીધું.

પાથરી અંચલો કીધું ભજન, પોંચ્યાં દ્વારીકાને ખુશી થયા મન;
રાય રણછોડનું દર્શન કીધું, દરીઆમાં ટોડું આવે છે સીધું,

ઉતર્યા મનુષ્યો હોડાથી હેઠાં, સરવે આવ્યા જે ત્રીકમ જ્યાં બેઠાં;
હાથ જોડીને કીધા પરણુામ, આપના ગુરૂ રવિ-ખીમ-ભાણુ.

આપી આશિષ ને કીધું શુભ કામ, ચાલીને આવ્યા ગઢજીનો ધામ;
કરી સ્તુતિ ગુરૂ દતાત્રીય પાસ, સત્ય સ્વામી તમે પુરજો આશ.

ગાઇ મહીમા ને સૌ ત્યાંથી ચાલ્યા, પાછા આવીને રાપરમાં ચાલ્યા;
એમ દિવસો આનંદે જાય, ત્રીકમ પ્રત્યે બોલ્યા ગુરૂ રાય.

હવે ભક્તિમાં નથી કાંઇ ખામી, દયા કરશો સદા અંતરજામી;
આંહીથી હવે ચિત્રોડ જાઓ, ફરી ભક્તિ ને સુખીઆ થાઓ.
સુણી વચન ને હરખ બહુ થાએ, ફરી નમન ને ચીત્રોડ જાઓ;
બાદરગડ આવી બાલક બચાવ્યો, પરલોકેથી ચાલીને આવ્યો.

કરે નમન સૌ નર ને નારી, આવ્યા ચિત્રોડ ત્યાં યુક્તિ થઇ સારી;
બાંધી આશ્રમ ને સમરણ કીધાં, સાત શિષ્યોના દુઃખ હરી લીધાં.

લખમી સાહેબ કરે ગુરૂ સેવા, જાય પરદેશ બોધ જ દેવા;
ત્રીકમ ને લખમી રહ્યાં સંગાત, બીજા સાધુ પણ ચાલે છે સાથ.
સર્વ મળીને લોદ્રાણી જાય, આવી ઉતર્યા ગુરુ જ્યાં વાવ;
પાસે જગ્યા છે શોભીતી રૂડી, માંહે જોગી જેની વૃત્તિ છે કુડી.

સાધુ પરીક્ષા લેવાને ધારી, પ્રશ્ન કર્યો છે ત્રીકમને ભારી;
કહે જોગી તમે રામ છડીદાર, એવાં વચન તો બોલ્યા છો સાર.

બોલેલું સત્ય કરી બતાવો, તારો પત્થર તો લીજીએ લાવો;
વેણ તમારૂં હોય જો સાચું, ફરી નમન ને રંગમાં રાચું.

ત્યારે ત્રીકમ નમીને કહે છે, સત્ય ગુરૂ કેરી સાયતા લે છે,
સમરી પ્રભુ ને પ્રણામ કીધા, મનમાં અહંકાર જરા ન લીધા.

શીલા એક હતી વાવની પાસ, બેઠા ઉપર ને પુરી થઇ આશ;
ચાલી શીલાને વાવમાં જાય, સાધુ સરવેનો હરખ ન માય.

કર્યું નમન ત્યાં જોગીએ આવી, બેઠા પાસે ને રસોઇ બનાવી;
બોલ્યા સાધુઓ વિચારી મન, અહીંનું હવે હરામ છે અન્ન.

એમ કહીને ચાલતા થાય, આવ્યા ચિત્રોડ સૌ દર્શને ધાય;
કરે સાધુઓ આનંદ સર્વ, ગુરૂ કૃપાએ નથી કાંઇ ગર્વ.

ત્યારે ત્રીકમને થયો વિચાર, હવે દુનીયામાં નથી કાંઇ સાર;
શિષ્યો તેડાવી બોધ જ દીધો, સત્ય વિચાર પોતાનો કીધો.

જાવું હવે સત શબ્દ જ્યાંય, હેજે સમાધી ગુરૂ શરણ માંય;
એમ કહીને સ્મરણ કીધું, બેઠા સીધાને પદમાસન લીધું.

મનુષ્ય ધારીનું ધ્યાન જ ધાર્યું, તેજમાં તેજ ત્યારે સમાયું.
શિષ્યોએ શોચનાં વચન બોલી, ગુરૂ માટે ત્યાં સણુબારી ડોલી.

આપી એરખો બેસાડયા માંય, સાધુનું મંડળ મળ્યું છે ત્યાંય;
કરી ભજન ને થયા તૈયાર, કાંધે કરી ડોલી લાગી નહીં વાર.

રાપરને રસ્તે ચાલ્યા સૌ જાય, જ્યાં ખીમ ગુરૂ રહ્યા સમાઇ;
પોંચ્યા છે નાકાપાસે સૌ જન, દરીઆ સ્થાનમાં જવાનું મન.

વાણીઆ વસ્તી રાપરનાં આવ્યાં. કરી ક્રોધને વચન કહાવ્યાં;
જાઓ તમે નથી આંહી કાંઇ કામ. ઉજડ દેખો છો અમારૂ ગામ.

એમ કહીને ધુળ બહુ નાખી, ફેંકયા પત્થરા તે સહુ રહ્યા સાંખી;
બોલ્યા સાધુએ ધરીને ધ્યાન, રહેશે ખંડેર જેવુ આ સ્થાન.

સર્વ સંતોએ કીધા પ્રમામ, ગુરૂ પાસે જઇ બોલ્યા છે વાણુ;
સત્ય અમારૂ તમારે હાથ, બતાવો પરચો તમે સૌ સાથ.

વચન સુણીને દુઃખ હરી લીધું, ૐ ૐ એમ મુખથી કીધું;
હાથની માળા ફરવાને લાગી, સરવ જનોની ભ્રાંતી ભાંગી.

આવી મનુષ્યો માફ જ માગે, કરો દયા હવે દુઃખ સૌ ભાગે;
મુકી શ્રીફલને વિનંતી કીધી, દરીયાસ્થાનમાં લ્હાણી કરી દીધી.

ઉપાડી ડોલી સાધુએ ચાલ્યા. ખીમ ગુરૂ પાસે ત્રીકમ પધરાવ્યા,
એક વિઘ્ન ત્યાં આવ્યું છે મોટું, આંમલી વૃક્ષ તહાં છે મોટું.

હટે વૃક્ષ તો દુઃખ સહુ જાય, ત્યારે ગુરૂ પાસે સમાધ અપાય;
બોલ્યા વચન ને હટયું છે ઝાડ, કરી કૃપા પ્રભુ ઉતરીઉ આમ.

થઇ શાન્તિ ને દીધી સમાધી, સર્વની ટાળી ગુરૂએ ઉપાધિ;
કરી પ્રણામ ને થયા તૈયાર, આવ્યા ચિત્રોડ ન લાગી વાર.

બીજી ગાદીએ લખમી બેઠા, કરે છે ભક્તિ નથી પ્રભુ છેટા;
તેહ શિષ્ય થયા ખમ્મા સુજાણ, વસન સાહેબના ગુરૂ પ્રમાણ.

ત્યાર પછી છે પાંચમા ખાન, છઠી ગાદીએ પ્રેમહંસ નામ;
ગુરૂ આજ્ઞાએ મંડપ કર્યો મોટો, પકવાન માંહી ન આવ્યો તોટો.

કર્યું ગુરૂએ અદભુત કામ, પુરી પ્રભુએ હૈવાની હામ;
દેશ પરદેશના મનુષ્યો આવ્યા, કર્યાં સામૈયાં સૌને મન ભાવ્યા.

આવ્યા રાપરથી અમરદાસ, કર્યો પ્રેમહંસે ગાદીપર વાસ;
એમ ૭ ગાદી વરણુન કહું છું, ભુલચુકની માફી હું લઉં છું.

સંવત ઓગણીસ સત્યાસી સાલ, ગાયો શ્રાવણ સુદ પુનમ શનીવાર;
જે શિખે ને પ્રેમથી ગાય, પોપટ કહે પ્રભુ પ્રસન થાય.

સરૂખા વર્ણન

## : સમાપ્ત :

---

(રાગ : ધર્મ સંકટ પડયું રે)

પધારી પ્રભુ મુજને, માયાથી છોડો રે—ટેક.

સાખી—ચીત રટે છે તુજને, છે અંતર બહુ પ્રેમ;
દુનીયાં માયા જાઝ છે, નવ રહું માયામાંહી લીન—પધારી.

સાખી—તુજ દરશનની ચાહના, મન બહુ અકળાય;
વારે ધાજો વીઠલા, કંપે છે મારી કાય—પધારી.

સાખી—પ્રભુ ચરણ રૂદીએ વસે, જોવા મન હુલાસ;
કૃપા કરો શ્રીરામજી, મને એક તમારી આશ—પધારી.

(રાગ સોરઠ : વીમળા નવ કરશો ઉચાટ)

પ્યારા રામ કૃષ્ણ માહારાજ, મુજ પર મહેર કરો રે—ટેક.
સમરથ જાણી હું શરણે આવ્યો, જીવ ચોરાસી લાખ દુભાવ્યો;
આપ શરણમાં મારી માગું, દયા કરો રે—પ્યારા રામ.
પ્રેમ હ્રદયમાં આપનો લાવ્યો, યમ તણો ભય મુજને ભાગ્યો;
કામ ક્રોધ ને મોહ સર્વે, નિવારશો રે—પ્યારા રામ.
જ્ઞાન નથી પણ પ્રેમ છે પુરો, તે તો કદી નહીં થાય અધુરો;
વારંવારે નમન કરૂં, મુજ કાર્ય સરો રે—પ્યારા રામ.
છબી આપની અતી સુખકારી શરણ આવતાં જાય દુઃખ હારી,
સુંન શીખરમાં રહીને ભક્તિ, હું કરૂં રે—પ્યારા રામ.

રાગ કંસના ગરબાનો

પુજુ ગણપતી રાજ, સમરૂ સરસ્વતી માતને રે.
સાહે કરજો જુગદીશ, ગુણ ગાઉ શ્રીકમ તણા રે.

કીધો જ્ઞાન ઉપદેશ, અવનીમાં અમર રહયો રે.
સત્ય નામનો આધાર, બ્રહ્મ કુળમાં જનમ થયો રે.
થયા ગામ રામ વાવ, ગાદી સ્થાપિ ચિત્રોડ માંહી રે.
પુજ્યા પાય રામ ગુરૂ, થયા શિષ્ય ખીમ સાહેબના રે.
પુર્યા પરચા અપાર, સાય કીધી સેવક તણી રે.
જતાં દ્વારીકાને ધામ, સેજે સમુદ્ર તરી ગયા રે.
ગુરૂએ આપી આશિષ, મન મારૂ સુણીને ઠર્યું રે.
રહેશે અમર નામ, ગુરૂ સહાય કરે રે.
થયો અતીશય આનંદ, ગુરૂ સેવા પ્રિતે કરૂં રે.
તેહ ત્રીકમ પ્રતાપ, ચીત્રોડ ગાદી છડી થઇ રે.
ધાર્યું નામ પ્રેમહંસ, શિષ્ય થયા ખાન સાહેબના રે.
કહું તેહનું વરણુન, તે હવે સાંભળો રે.
સુણતાં સુખ ઘણુ થાય, દુઃખ હરશે ત્રીકમ ગુરૂ રે,
કરી ગુરૂએ કૃપાય, કામ અદ્દભુત આદર્યું રે.
આવ્યાં મનુષ્યો અપાર, એવો મંડપ રૂડો કર્યો રે.
રોપ્યો સ્થંભ અતી, લાગે છે સોહામણો રે.
કૃષ્ણ પક્ષની છે બીજ, માસ માધ માંહી આદર્યો રે
ઓગણીસ તોતેર સાલ, વિદકનો પુરો થયો રે.
ઉડે અબીલ ગુલાલ, થાય સામૈયાં સંતનાં રે
આવ્યા સંત અમરદાસ, લોક સરવે નમન કરે રે.
કરી જય જય જયકાર, રાસ મંડપ રૂડો રચ્યો રે.
કરે કીરતન ભજે સાધુ, સંતનાં ટોળાં મળી રે.
છે ત્રીજ તણો દીન, કળસ મંડપનો સ્થાપીઓ રે.
ચઢી ધ્વજાને આનંદ, સૌને વ્યાપીઓ રે.
આવ્યાં મનુષ્યો અપાર, જોવા કારણે રે.

પામ્યાં આદર ને, જમ્યા માન પાનથી રે.
થતાં ગાદીનો ઉત્સાહ, અમરદાસે બેસાડીઆ રે.
પુરી કરી ગુરૂએ હામ, આપે આશિષ સૌ ઘણી રે.
બેઠા ગાદીએ પ્રેમહંસ, કરે સેવા ગુરૂ તણી રે.
કર્યું મંડપ વર્ણન, પ્રિત ધરી સૌ સાંભળો રે.
ગાય સુણો શીખો જન, સુખ સંપીને પામશો રે.
પ્રભુ ચરણુ પ્રતાપ, ગાય પોપટ પ્રેમથી રે.
સંવત ૧૯૮૭ માસ, ભાદ્રમાં ઉમંગથી રે.

(રાગ રાસડો : સુણો પીયુ સરદની આજ, ચાંદની જામી રે)

મળ્યો મનુષ્ય દેહ અમુલ્ય, સુણો બંધુ સ્યાણા રે
તો એ જાણ્યા નહીં જુગદીસ, પાછળ પસ્તાણા રે.
માટે કહું છું વારંવાર, વચન માનો મારૂં રે
છોડો દુનીયાના મોહ તમામ, તેનું ફળ સારૂં રે.
કરો હરી સ્મરણુ નિજ મુખ, સહાયતા કરશે રે
ટળે ભવનાં સઘળાં દુઃખ, કારજ સહુ સરસે રે.
ભવ તરવાનો એહ ઉપાય, ભક્તિ ભાવે કરજો રે
શોધો સતગુરૂ કેરૂં શરણુ, હૃદયમાં ધરજો રે.
ગુરૂ જોશો કોઇ જાજ સમાન, પત્થર નવ જોશો રે
શોધો સદુપદેશ દેનાર, સુખ નહીં જોશો રે.

(રાગ : સૈયર દુનીઆમાં જીવીને)

સહેજે સમજી લ્યો, સતગુરૂ સાચા સંતને રે. ટેક

સાખી— નાશવંત આ દેહમાં, મોહો નહિ લગાર,
એક દીન નીચે પડી જશે, દે દેશે અંગાર.

માટે એવું સમજી, સંત સમાગમ મેળવો રે,
કરી લ્યો પુર્વજન્મનો, ખરેખરો સંગાત-સહેજે સમરી લ્યો.

સાખી— ગુરૂ કર્યા શુકદેવજીએ, રાજા જનક વિદેહ,
અમર આત્મા ઓળખ્યો. ટાળ્યો મન સંદેહ.

માટે એવું સમજી, સત ગુરૂ કેરૂ શરણુ લ્યો રે,
પ્રેમે પાય પડીને, તન મન અરપી દયો તમે રે–સહેજે સમરી લ્યો.

સાખી— પાપ સરવનાં ટાળશે, કરાવશે પ્રભુથી પ્રીત;
ભવસાગરમાં બુડતાં, તારી દેશે દેહ.

ભાઇઓ કૃષ્ણ નામનું, શસ્ત્ર જેને હાથ છે રે.
તેને સ્વર્ગે જતાં, વારી ન શકે કોય–સ્હેજે સમરી લ્યો. ૩

(દોહરો)

શ્રીકમ ચરીત્ર પુરૂં થયું સુણજો શ્રોતાજન;
ભાવથકી ભક્તિ કરો, પ્રભુ કરશે પાવન.

પોતાના ગુરૂનું તેમ જ બીજું સઘળું વૃત્તાંત પ્રેમહંસે સાંભળ્યું. મનમાં ઘણા ખુશી થયા. અને કહેવા લાગ્યા કે :

(દોહરો)

પ્રેમહંસ પરસન થયા, સાંભળતાં ગુરૂમાન;
ધન્ય દિવસ છે માહરો, મને સતગુરૂ મળીઆ ખાન.

બોલો શ્રી રામચંદ્ર દેવની જય

# સમાપ્ત

# ત્રીકમ ચરણમ પ્રેમ ધરાવનાર અગાઉથી ગ્રાહકો થનાર ભકતોનાં નામ

નામ — પ્રત.

### ચીત્રોડ

ત્રીકમ સાહેબની જગ્યાના મહંત
સાધુ પ્રેમહંસ ખાનસાહેબ ૨૦
સલાટ વીસા લગધીર ૨
સલાટ રતા ભુરા ૨
સલાટ તેજા પુંજા ૨

### રાધનપુર

ભગત ત્રીકમભાઇ મુળા ૧૫
ભગત મુળા ગલા ૧૦
ભગત દેવા કાના ૫

### ઉંઝા

માસ્તર ચતુરભાઇ જોઇતાભાઇ ૧
સણુરભાઇ કાલીદાસ ૧
ભગત બેચરદાસ ભીખાભાઇ ૧
માસ્તર જોઇતારામ ગણેશ ૧
ભગત સામા દાના ૨
ભગત આમજીભાઇ બેચરદાસ ૧

### છડીયાડા

સાધુ ખાલકદાસ કાલીદાસ ૬

### સીધપુર

સાધુ દેવીદાસ કાલીદાસ ૭

### ચાણસ્મા

માસ્તર ધુળા ભલા ૫

નામ — પ્રત.

### ચુડા

સાધુ દયાલદાસ આસારામ ૧
સાધુ અમરદાસ હીરાદાસ ૧
સાધુ લખમીરામ મેઘદાસ ૧
સાધુ લખમણદાસ દલુરામ ૧
ભગત ઉકા મેઘા ૧

### રાંજપર

સાધુ પિતાંમરદાસ દયારામ ૧

### સાયલા

સાધુ રામજી ખીમજી ૧
સાધુ ભાવદાસ મુલદાસ ૧

### અમદાવાદ

ભગત છગનલાલ હરીભાઇ ૨
ભગત રામા કાના ૨
ભગત ખેતા ભવાન ૨
ભગત કરસન દુદા ૨
ભગત જીવા બાવા ૨
ભગત જેઠા હરી ૨
ભગત પીતામર હરી ૨

### વેડ

ભગત ઓખા વસરામ ૫

### દુધરેજ

ભગત ટાભા ખાના ૧

દ્વારકા

સાધુ ત્રીકમદાસ હરીદાસ ૫

મુંદ્રા બંદર-કચ્છ

ભગત મેરામણ ભોજા ૨

પાટડી

ભગત કેશવભાઇ અમથા ૧

દેવળી-ઉનાનુ

ભગત મનજી આલા ૫

ભગત અરજણ માલા ૫

ભગત જેઠા દલા ૧

જામનગર

મહારાજ કાનજી નથુ ૫

ભગત દાના કલા ૫

ભગત હરસી કાંથા ૫

માલીઆ-મચ્છુ કાંઠો

ચમાર હરી દેવરાજ ૧

ચમાર ડાયા જીવણ ૧

મુંબઇ

મીસ્ત્રી અંબાવી મોતી
ચીત્રોડવાલા ૧

મીસ્ત્રી ખેંગાર મોતી ,, ૧

મીસ્ત્રી ખીમજી કુરમણ ,, ૧

ઠકર લાલજી અરજણ ,, ૬

થાન-કંડોલા

સાધુ ધનદાસ હરીદાસ તથા
ચતુરદાસ ૫

ભુજનગર-કચ્છ

મીસ્ત્રી પાંચા વાઘજી
ચિત્રોડવાલા ૨

રાહપુર

ઠકર દેવચંદ ગોકરસી ૧

ખોડાસર

ઠકર કાનજી હંશરાજ ૧

પાટણ

માસ્તર હીરા મોખા ૫

વારહી

ગરૂવા પરસોતમ તેજા ૨

દેવળીઉ મોટું

ભગત મનજી આલા ૨

આમરણ દાત વીસાવારી

સાધુ ખીમદાસ મેઘદાસ ૨

વીરમગામ

ચમાર આલાં ખેતા ૧૦

ફતેગઢ

ગરૂવા ભગત નથુ રાજા ૨

